श्री

# सिद्धाचलनुं वर्णन.

શ્રી સિદ્ધાચળ ઉપર દેરાં તથા દેરીઓનું વર્ણન તથા
પાલીતાણા ગામના દેરાનું વર્ણન તથા શ્રી સિ-
દ્ધાચળના ચૈતવંદન તથા સ્તવનો તથા થોયો
તથા નવાણું પ્રકારની પુજા તથા સનાત્ર
પુજા વીગેરે સંગ્રહ કરનાર

**શા. હીરચંદ દેવચંદ**
તથા
**ઝવેરી છગનલાલ વડોદરાવાશી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.
**શા. કચરાભાઈ ગુલાબચંદ.**

**अमदावादमध्ये**

ઘીને કાંટે શેઠ. મોતીલાલ અમરતલાલના મકાનમાં
અમદાવાદ **યુનિયન** પ્રિન્ટિંગ પ્રેસમાં
**ઘેલાભાઈ નરસીંદાસે છાપ્યું.**

સંવત ૧૯૪૪. ——ઈસ્વીસન ૧૮૮૭
**કિંમત ૬ આના.**

3290

श्री

# सिद्धाचलनुं वर्णन.

શ્રી સિદ્ધાચળ ઉપર દેરાં તથા દેરીઓનું વર્ણન તથા પાલીતાણા ગામના દેરાનું વર્ણન તથા શ્રી સિદ્ધાચળના ચૈતવંદન તથા સ્તવનો તથા થોયો તથા નવાણું પ્રકારની પુજા તથા સનાત્ર પુજા વીગેરે સંગ્રહ કરનાર

**શા. દીપચંદ દેવચંદ**

તથા

**ઝવેરી છગનલાલ વડોદ્રાવાશી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા. કચરાભાઈ ગુલાબચંદ.**

## अमदावादमध्ये

પીને કાંટે શેઠ. મોતીલાલ અમરતલાલના મકાનમાં
અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં
**ઘેલાભાઈ નરસીંદાસે છાપ્યું.**

સંવત્ ૧૯૪૪.—— ઈસ્વીસન ૧૮૮૭.

કિંમત ૬ આના.

# अनुक्रमणिका.

# श्री पालीटाणा गाममां देरां तथा देरीओनुं वर्णन.

ગામ મધે શ્રી આદીશ્વરનું દેરૂં શ્રીદીવવાળા શા. રૂપચંદ ભીમનું બંધાવેલું સં. ૧૮૧૭ ની સાલમાં તે મધે પાશાણની પરતમાં ૯૮ તથા રતનની પરતમા એક તથા ધાતુની પંચ રતીની ૭ તથા ધાતુની એકલવા ૨૭ તથા સોનાની. ૧ તથા રૂપાના સીધચક્ર. ૧૩ તથા ધાતુના સીધ ચક્ર. ૬ તથા પાશાણના સીધચક્ર. ૩ તથા પગલાં જોડ. ૨ તથા ઔંકાર. ૧ તથા દેવી સરસ્વતીની. ૧ તથા અષ્ટમંગળીક ૧ તથા ગૌતમ સ્વામીની મુરતી. ૧ તથા ધાતુના પતરાં નં. ૪ તથા ધાતુની દેવીઓ. ૨

૨. શ્રી ગોડીજી મહારાજનું દેરૂં મુલનાએક ધાતુની પંચરતી ભાણસાલી હેમકોરબાઇ સુરતવાળાનું પધરાવેલું. પોતાની ધરમશાળામાં જેને હાલમાં હેમકોરબાઇનો બંગલો કરીને કહેછે સં. ૧૮૫૦ માં બાંધેલો તે મધે પાશાણની પરતમાં. ૨૨ તથા ધાતુની પંચરતી પ્રતમાં. ૨ તથા ધાતુની એકલવા. ૬ તથા ધાતુના સીધચક્ર. ૫ તથા પગલાં જોડ ૪

તથા ૐકાર ૧ તા. અષ્ટમંગળીક ૧ તા. પ્રતમામધ્યે પરોણા ૧૭.

૩. શેઠ નરશી નાથાની ધરમશાળામાં પ્રતમાજી નીચે ઓરડામાં શેઠ કેશવજીની અંજન સલાકાની સં. ૧૯૨૧ ની પરોણા તે મધ્યે પાશાણની પરતમા ૬૧ તા. ધાતુની પંચરતી ૧ તા. રૂપાના સીધચક્ર ૪ તા. ધાતુના સીધચક્ર. ૧

૪. શેઠ નરશી કેશવજીની ધરમશાળામાં શ્રી ચોમુખજીનું આરસનું દેરૂં સં. ૧૯૨૧ ની સાલમાં પધરાવેલું તે મધ્યે ચોમુખજીની પ્રતમા ૪ શાસ્વતા નામની તથા બીજા પરોણા મુરતીઓ ૮૪ તા. ધાતુની પંચરતી મુરતી ૩ તથા ધાતુની એકલવા ૧ તા. રૂપાના સીધચક્ર ૩ તા. ધાતુના સીધચક્ર ૨ તથા પગલાં જોડ ૭૩ તથા પતરૂ રૂપાનું મંત્રાક્ષરનું છે.

૫. પાલીટાણા ગામની નદી ઉપર જામવાળા ગામ જતાં રસ્તા ઉપર ગોડીજી મહારાજના પગલાંની દેરી છે. તે મધ્યે પગલાં જોડ ૧ છે.

૬. પાલીટાણામાં લલીટાંગ તળાવ ઉપર શ્રી આદીશ્વરજીના પગલાંની દેરી તા. તળાવ વસ્તુપાળ તેજપાળની ભારજાનું બંધાવેલું પણ હાલમાં ફુલની વાડી ઉગીછે.

૭. ગામ મધ્યે શેઠ કેશવજીની ધરમશાળાની સામે

બગીચામાં દાદાજીના પગલાંની દેરી બે મધ્યે પગલાં જોડ ૭ છે.

૮. તલાટીએ જતાં નવા ઘઢ આગળ જુની તલાટી ઉપર રાયણ વૃક્ષના ચોતરા ઉપર દેહેરી ૨ મધ્યે પગલાં જોડ ૩ તા. એ ચોતરાની પાસે બીજાં પગલાંની દેહેરી બાવાના મઠ મધ્યે પગલાં જોડ છે.

૯. આગળ જતાં ચોતરા ઉપર ઘુમટીવાળી મોટી દેરી જેમાં મુની કલ્યાણ વીમળજી તા. મુની ગજવીમળજી વીગેરેના પગલાં તલાટી ભાતા ખાતાનુ મંડાણ એજ મુની કલ્યાણ વીમળજીના ઉપદેશથી થયુંછે ને એ જગાએ એમના દેહને અગ્ની સંસ્કાર કીધોછે તે મધ્યે પગલાં જોડ ૩.

૧૦. આગળ જતાં શેઠ ભુખણદાસ શ્રી.સુરતવાળાની કરાવેલી વાવ જેને હાલમાં રાણાવાવ કરી કહેછે તેની પાસે દેહેરી છે તેમાં ગોરજીના પગલાં જોડ ૩ છે.

૧૧. તલાટીની ફુલવાડી તા. તલાટી ભાતા વાવરવાની જગાનો ચોતરા આગળ શાંતીદાસ શેઠની આગળ જતાં દેરી ૧ મધ્યે શ્રી ગોડીજીના પગલાં જોડ ૧.

૧૨. જાત્રાળુને પાણી પીવાની પરબ શેઠ મોતીશા ની મંડાવેલી છે.

---

## તલાટીથી ઊપર ચઢતાં વીસામા દેરીઓ વોગેરે આવેછે તેનું વરણન.

૧. તલાટી ઉપર બે તરફ મંડપછે તેમાંનો ઉગમાણી તરફનો મંડપ શેઠ હેમાભાઈ વખતચંદનો બંધાવેલો તા. આથમણો શા. વીરચંદ ભાઈચંદ શ્રી ધોલેરાવાળાનો બંધાવેલા સં. ૧૮૮૭ ની સાલમાં તે બેની વચે તા. નીચાણમાં મળી દેહેરી ૨૮ મધે પગલાં જોડ ૪૧.

૨. ડુંગર ઉપર ચડતાં પ્રથમ ડાબી તરફની દેરી તે મધે શ્રી આદીનાથજીના પાદુકા જોડ ૧.

૩. જમાણી તરફ દેહેરી પેહેલી મધે અજીતનાથજીના પાંદુકા જોડ ૧.

૪. તેની ઉપર દેહેરી મધે શ્રી ગૌતમસ્વામીના પાંદુકા જોડ ૧.

૫. તેની ઉપર દેહેરી મધે શ્રી શાંતીનાથજીના પાંદુકા જોડ ૧

૬. તેની ઉપર જતાં દેહેરી ત્રણ મધે પાદુકા જોડ ૩.

૭. જમાણી તરફ મુની કલ્યાણ વીમળની ગુફા જેમાં સરસ્વતીની મુરતી છે.

૮. આગળ ચઢતાં વીસામાની તા. તેની ઉપર ચડતાં ધોળી પરબ ને વીસામો જેની પાસે શ્રી ભરત માહારાજના

પાંદુકાની દેહેરી મધ્યે પાંદુકા જોડ ૧ સં. ૧૯૮૫માં બંધાવેલી તા. પાસે પાણીની પરબ ધોરાજીવાળા અમુલખ ખીમજીની બેસાડેલી છે.

૯. આગળ જતાં ઇછાકુંડ તા. વીસામાની દેહેરી શ્રી સુરતવાળા શેઠ ઇછાભાઇનો સં. ૧૮૬૧ માં બંધાવેલો ત્યાં એજ ધણીની પાણીની પરબ છે જેની ઉપર જતાં શ્રી નેમનાથજીના પાંદુકાની દેહેરી મધ્યે પાંદુકા જોડ ૩. શ્રી નેમનાથજીના તા. ગણધર વરદત્તજીના તા. આદીનાથજીના પગલાં જોડછે.

૧૦. આગળ જતાં લીલી પરબનો વીસામો તા. પાણીની પરબ શા. ડાહ્યાભાઈ દેવશી શ્રી કછવાળાની છે.

૧૧. આગળ જતાં શ્રી કુમારપાળ રાજાનો બંધાવેલો વીસામો તા. કુંડ તા. પાણીની પરબ શ્રી સુરતવાળા તલકચંદની તા. તેની પાસે દેહેરી ૧ મધ્યે શ્રી આદીનાથજીના પાંદુકા જોડ ૧.

૧૨. આગળ જતાં હીંગલાજનો હડો જ્યાં હીંગલાજ દેવીની દેહેરી જેની આગળ ચડતાં વીસામો એક જ્યાં પાણીની પરબ એકછે ને તેની પાસે દેહેરી મધ્યે શ્રી કલીકુંડ પારસ્વનાથની પાંદુકા જોડ ૧ સં. ૧૮૩૫. પાણીની પરબ હીરજી નાગજીની બેસાડેલી છે.

૧૩. આગળ જતાં નહાનો માંનમોડીઓ જયાં દેરી છે તેમાં જતીના પાંદુકા જોડ સં. ૧૮૧૧.

૧૪. તેની ઉપર ચઢતાં મોટો માનમોડીઓ મુકી જતાં છાલાકુંડ તા. વીસામો તા. પાણીની પરબ જાત્રાળુ સારૂં શેઠ અમરચંદ ખીમજી તા. બીજી પરબ લોકને સારૂ હેમાભાઇની તેની પાસે ચાર શાસ્વતા જીનના પાંદુકાની દેહેરી મધ્યે પાંદુકા જોડ ૪ સં. ૧૮૭૦ માં બાંધેલો છે.

૧૫. છાલાકુંડથી બે રસ્તા તેમાં જમણી તરફ શ્રીપુજની ટુંક બંધાવેલી તે મધ્યે પ્રથમ મોટી ઘુમટીવાલી દેહેરી મધ્યે શ્રી વીજય દેવીંદ્ર સુરીના પાંદુકા સં. ૧૯૦૮ માં સ્થાપેલા તા. ધરણીધર પદમાવતીની મુરતી સં. ૧૯૧૩ માં સ્થાપેલી તા. બીજી દેરીઓ ૧૪ તેમાં પાંદુકા છે તથા ફુલવાડી તથા પાણીની વાવ તા. વાવ ઉપર પણ ચોતરોછે તા. ચારખુણે પાંદુકાની દેરી ૪ છે. શીવાય ઓરડાછે તેમાં એક ઓરડામાં ગૌતમસ્વામીની મુરતી ૧ ધાતુની મુરતી ૧ તા. પાંદુકા જોડ ૧ તા. દેવીઓની મુરતી તે સરવેની સંખ્યા ધાતુની પરતમા ૧ પગલાંજોડ ૫૧ તા. ગૌતમસ્વામીની મુરતી ૧.

૧૬. છલાકુંડથી આગળ જતાં શેઠ હઠીભાઇના વીસામો ત્યાં પાણીની પરબ શા. તલકચંદ માણેચંદ શ્રી મુંબાઇવાળા

ની છે તેની ઉપર ચઢતાં જેઠાસાનો ઓટલો તા. દેરી તેની આગળ ચઢતાં હીરાબાઈનો કુંડ તા. વીસામોછે ત્યાં પાણીની પરબ શા. ડુંગરશી જાદવજીની ગામ પોરબંદરવાળાની જેની સામે ચોતરા ઊપર દેહરી મધે અઈમુત્તાજીની તથા નારદજી ની તથા દ્રાવીડવાળી ખીલજીના કાઊસગીઆની મુરતી ૪ છે.

૧૭. આગળ ચઢતાં ભુખણદાસ સુરતવાળાનો કુંડ તથા ફુલવાડી તથા પાણીની પરબ છે તેની સામે દેહરી મધે રામ ભરત, શુકરાજા, સેલગાચાર તથા થાવચ્ચાજીની મુરતી કાઉ-સગ ધ્યાને છે. તથા એજ કુંડ ઉપર ચોતરા ઉપર પગલાં જો-ડ ૧ તથા તેની પાસે દેહરી મધે પગલાં જોડ ૧ તથા વળી-આગળ જતાં દેરીમાં પગલાં જોડ ૨.

૧૮. આગળ ચઢતાં હનુમાનજીની દેહરી છે તેમાં હનુમાનજીની મુરતી છે. તથા એ દેહરાની સામે વીસામો લેવાનો ચોતરો તેના ઉપર દેહરી છે. તેમાં પાંદુકા જોડ ૧ શ્રી આદીનાથજીના શ્રી સુરતવાળાના સ્થાપેલા સં. ૧૭૯૨ ના વરસમાં એ હનુમાનજીથી ઉપર જવાના બે રસ્તા છે. તેમાં જમણી તરફ જતાં શ્રી ચઉમુખજીની ટુંકનો રસ્તો છે તથા ડાબી તરફ જતાં રામપોળની બારી આવેછે. ત્યાં પા-ણીની પરબ અરજન નરસી શ્રી કછવાળાની બેસાડેલી છે.

૧૯. રામપોળની બારી તરફ જતાં રસ્તામાં જમણી તરફ ડુંગર ઉપર તરણ કાઉસગીઆ જાલી મઆલી ને ઉ-વમાલીની મુરતી છે. જતાં ડાબી તરફ આઘે દેવકીજીના ૭ પુત્રની પરતમા કાઉસગધ્યાને ઉભેલા છે.

## રામપોળની બારીની અંદર સનમુખ દેહરાં છે તેનુ વરણન.

૧. શ્રી ઔરંગાબાદવાળા શા. મોહનચંદ વલભદાસનુ બંધાવેલું તે મધે પરતમાજી પરોણા સાથે આરસપાણની ૭૮ તથા ધાતુના સીધચક્ર ૨ તથા પગલાં જોડ ૩.

૨. તેની પાસે સુરતવાળા શા. દેવચંદ કલ્યાણચંદનું ત્રણ સીખરનું દેહરૂં બંધાવેલું તે મધે પાસાણની પરતમા ૨૨ તથા રૂપાનાં સીધચક્રજી ૧.

૩. આગળ જતાં શેઠ. મોતીશાજીની ફુલવાડી તથા કુંડ તથા પાણીનું ટાંકુ તથા કુંડ ઉપર કુંટાસર દેવીની દેહરી સામા સગાળસાની પોળ તેની સામે નોધાણકુંડ તથા નોબત ખાનું તથા તેની આગળ જતાં ડાબી પાસે ગોઠી લોકોના ઉતારા જેને દોલાખાડી કરી કહેછે તેની ઉપર જતાં વાઘણ પોળ જ્યાં બે તરફ હનુમાનની તથા વાઘણની મુરતી છે એ પોળમાં પેસતાં ડાબી તરફ શ્રી શાંતીનાથજીનું દેહરૂં શ્રી દમ-

ણવાળા શેઠ હીરાચંદ રાયકરણનું બંધાવેલું સં. ૧૮૯૦ ની સાલમાં અંજનસલાકા કરીને પ્રતીમાજી ભરાવી કરીને તેમાં પ્રતીમાજી પાશાણની ૪૭ તથા ધાતુની પ્રતીમા પંચરતી ૨ તથા ધાતુની એકલવા ૧૪ તથા સીધચક્ર ૨.

---

## રામપોળ વાઘણપોળ.

૧. શેઠ હીરારાયકરણના દેરાસરની જમણી બાજુએ સીપાઈ લોકોના પેરાની ઓરડી પાસે દેહરી ૧ તે મધે પ્રતમાજી પાશાણના ૮.

૨. શેઠ હીરા રાયકરણના દેરાની ડાબી તરફ નીચાણમાં શ્રી ચક્રેશ્વરી માતાનું દેહરૂ શેઠ કરમાશાએ સં. ૧૫૮૭ માં ઉદ્ધાર કરી ચક્રેશ્વરી માતાને પધરાવેલાં તથા તેની પાસે નવાં ચક્રેશ્વરીજીનું દેહરૂ શેઠ તારાચંદ સંઘવી સુરતવાળાની ભરાવેલી તેમાં પદ્માવતી વીગરે દેવીની મુરતી ૪ તથા માતાના દેરામાં માનતાના તથા ઘીના દીવાના પઈસા નાંખવાનો ગુપ્ત ભંડાર છે.

૩. ચક્રેશ્વરી માતાના દેહરાની પાસે આગળ જતાં વીમળવશીનું દેહરૂ જેને ભુલવણી કહેછે. તે દેરા મધે મુળનાએકજી શ્રી સુપારસ્વનાથજી તથા કાઉસગીઆ સહીત

સં. ૧૬૭૫ માં અંજનસલાકા કરેલી એ દેરાસર મધે દેરીઓ તથા ગોખલા તથા ચોમુખજીનું તગડુ તથા નેમનાથજીની ચોરી જ્યાં સમોસરણ તથા ૧૭૦ જીન તથા નોકલાલ વીગરેની રચના વીગરે છે તેમાં તે મધે પાશાણની પ્રતમા ૩૪૯. તથા પગલાં જોડ ૩ તથા અષ્ટમંગલીક ૨ તથા ગઉતમસ્વામીની મુરતી ૨

૪. વીમળવશીના દેરા પાસે ડાબી તરફ દેરી ૧ મધે પાસાણની પરતમા ૩ તેની પાસે પુન પાપની બારી છે.

૫. પુન પાપની બારી પાસે નહાની ભુલવણી તે મધે દેરી ૧૦ છે તે મધ્યે એક દેરી ખાલી તથા માહીલી તરફ ચુનો વીગરે રાખવાની છે તે મધે પાશાણની પ્રતમા ૨૯ તથા પગલાં જોડ ૨

૬. નહાની ભુલવણીના બારણા પાસે દેરી ૧ પશ્ચીમ તરફ તેમાં પાશાણની પરતમા ૫.

૭. એ દેરાની પાસે શ્રી વીમલનાથજીનું દેરૂ સં.૧૭૮૮ માં તે દેરા મધે પાશાણની પ્રતમા ૩.

૮. વીમલનાથજીના દેરા પાસે શ્રી અજીતનાથનું દેરૂ સં. ૧૭૮૮ માં તેમાં પાશાણની પ્રતમા ૪.

૯. દેરાના મોંડા આગળ ચોતરા ઉપર બે દેરીઓ પા

રશ્વનાથજી તથા રીખવદેવજી મુલનાએક છે. તે દેરીઆ મ-
ધે પાશાણની પ્રતમા ૮.

---

## વાઘણપોળ વીમળવશી.

૧૦. ઊપલી બે દેરીના આગલા રસ્તા ઊપર દેરી
૧ લશ્કરવાળા વરધીચંદજીની દીકરીની બંધાવેલી તે દેરા-
માં પાસાણની પરતમાં ૩ તથા ધાતુની એકલવા ૧ તથા ધા-
તુના સીધ ચક્ર ૧ તથા અષ્ટ મંગળીક ૧ તથા સીધ ચક્ર ત-
થા ચૌમુખજી કસોટીના છે.

૧૧. એ દેરાની ઊપલી તરફ ત્રણ શીખરનું મોટું શી-
ખરનું દેરૂં શ્રી શેંસફણા પારશ્વનાથજીનું શ્રી ભાવનગર-
વાળા શેઠ કુંવરજી લાધાનું દેરૂ સં. ૧૮૧૫ માં બંધાવેલું
તે દેરામાં પાશાણની પ્રતમાં ૧૮ તથા રૂપાના સીધ ચક્ર ૧.

૧૨. ભાવનગરવાળાના દેરાની પડખે નમણના પાણી-
નું તથા ટાંકુ તથા ઊત્તર તરફ દેહરી બે મધે પાશાણની પ્ર-
રતમાજી ૪ છે

૧૩. ત્યાર પછી દેરૂ એક શીખરનું મુલ નાએકજી
શ્રી ધરમનાથજીવાળુ તે દેરા મધે પાસાણની પ્રતમાં ૪ છે.

૧૪. ધરમનાથજીના દેરાની પાસે મોટું દેરૂ ત્રણ ખા-

રણાનું મુળનાએકજી શ્રી ચંદ્રપ્રભુજીનું સંવત ૧૬૮૨ની સાલમાં બંધાવેલું ભંડારીજીનું બાંધેલું તે દેરા મધે પાશાણની પ્રતમાં ૬.

૧૫. એની પાસે કોટાવાળા શા. મોતીચંદ ઊતમચંદનું દેરૂ. મુળનાએક શ્રી પારશ્વનાથજી સંવત ૧૯૦૩માં બંધાવેલું તે દેરામાં પાશાણની પ્રતમાં ૬.

૧૬. પાસે જગતશેઠનું દેરૂ. શીખર બંધી તેમધે તથા બાહાર ગોખલા ૨ મધે પ્રતમાજી ૧૧

## નમણના પાણીનું ટાંકુ તેની પશ્ચિમ તરફ ઉંચાણમાં.

૧૭. જગતશેઠના દેરાની પુંઠે શ્રી નગરવાળાનું શીખર બંધી દેરૂ. શ્રી સાંતીનાથજી મુલનાએક સં. ૧૬૭૮ -માં ભરાવેલી તે દેરામધે પાશાણની પ્રતમાં ૧૦તથા પગલાજોડ ૩

૧૮. નગરવાળાની દેરીના રસ્તા ઉપરના બારણાની ઉગમણી બાજુ દેરી ૨ તેની વીગત.—

દેરી ૧ મુલનાએકજી ધરમનાથજી સં. ૧૮૬૦ તે દેરામાં પાશાણની પ્રતમાં ૬. દેરી ૧ ધરમનાથજીની સં. ૧૮૪૩ ની સાલમાં તે દેરામાં પાશાણની પ્રતમાં. ૭

# વીમળવશી.

૧૯. દેરી માહાવીર સ્વામીની સં. ૧૮૪૩ ની અંજન શલાકાની નગરવાળાના રસ્તા તરફના બારણાના પશ્ચીમ તરફ તે દેરામાં પાશાણની પ્રતમાં. ૧૦

૨૦. ઉપરના દેરીના રસ્તા ઉપરના બારણાની આસપાસ બે નાની દેરી. દેરી ૧ મધે શ્રી ચંદ્રપ્રભુજી મુલના એક તે દેરામાં પાશાણની પરતમાં. ૪ તથા દેરી ૧ મુલનાએકજી શ્રીસુવધીનાથજી સં. ૧૯૨૮ માં બાંધેલી તે દેરામાં પરતમાજી. ૯

૨૧. દેરી ૧મધે શ્રી ધરમનાથજી મુલનાએક સં.૧૮૧૦ માં શા. હેમચંદ વીરજીની રસ્તા તરફ બારણાની પરતમાં. ૪

૨૨. પાસે દેરૂ. શ્રી શેંશફણા પારસ્વનાથજીનું રસ્તા ઉપર પરતમાજી. ૧૧.

૨૩. શ્રી શેંશફણાના દેરાની પુંઠે દેરી ૧ શ્રી આદીનાથજીની સં. ૧૮૬૦ ની પરતમા. ૭

૨૪. ઉપલી દેરી પાસે ચોતરા ઉપર પગલાની દેરી તથા છુટા પગલા જોડ. ૯

૨૫. પુંઠે શ્રી અજીતનાથજીની દેરી. સં. ૧૮૬૦ ની અંજનસલાકાની નગર વાળાના પશ્ચીમ બારણે દેરી. ૨

૧ દેરી મધ્યે મુલનાએકજી અજીતનાથજીની પરતમાજી. ૩ ૧ દેરી પાટણ વાળા ખીમચંદ તા. હીરાચંદ તથા કલાની સં. ૧૮૬૫ પરતમાજી. ૩

૨૬. શ્રી નગરવાલાના પડખે દેરી ૧ પાછલી તરફ તેમાં મુલનાએકજી હંશનાથજીની સં. ૧૮૬૦ ની સાલની શ્રી પાટણ વાળા વહોરા. જોઇતા અંબાઇદાસની બાંધેલી તે દેરામાં પરતમાજી. ૮

૨૭. પડખે દેરી ૧ બાઇ. રાજીબાઇની તે દેરામાં પરતમાં. ૮

૨૮. દેરી ૧ વાસુપુજ્ય મુલનાએક સં.૧૯૨૫ માં બાંધેલી અમદાવાદ વાળા સાંકળચંદની ભારજા બાઇ ફુલકોર તથા માકોરની રસ્તા ઉપર એ દેરામાં પરતમા. ૪

૨૯. પાસે દેરી શા. છગનલાલ શોભાગચંદ શ્રી અમદાવાદ વાળાની બંધાવેલી સં. ૧૯૨૧ માં રસ્તાના ઉપર તે દેરા મંધે પરતમાજી. ૫.

૩૦. ઝાડ નીચે ચોતરા ઊપર પગલાં જોડ. ૨૧.

૩૧. હાથી પોળની પાસે શ્રી કુંમારપાળ રાજાનું દેરૂ જુના સુરજકુંડ ઉપર બાંધેલું એમ કેહેવાય છે મુલનાએક શ્રી આદીનાથ તે દેરામાં પરોણા પરતમાંજી ૫૨ સાથે પરતમાની સંખ્યા ૧૩૪ તથા પગલાં જોડ. ૧૧.

૩૨. કુંમારપાળના દેરાની પાસે સુરજ કુંડ જવાની બા રીની સામે ઇશ્વરકુંડ ઉપર દેરી. ૧ મધે પગલાં જોડ. ૧

૩૩. આગળ જતાં સુરજકુંડ તેના ઉપર પગલા જોડ ૧ શ્રી રીખવદેવ શ્વામીની પાસે ફુલ વાડી તથા જાત્રાળુને નાવાની જગા તેની છતરી પથ્થરની તથા આપણા સલાટ કારીગરો તથા ડુંગરના નોકરીઆત પુજા વાસ્તે પાસે ઓરડી માં માહાદેવ બેસાડેલા તથા પાસે ભીમકુંડ વીગેરે છે.

૩૪. વાઘણ પોળમાં પેસતાં જમણી તરફ શેઠ. કેશવજી નાએકની ટુંક સં. ૧૯૨૮માં બંધાયેલી મુલ દેરામાં આ- ગળ સમોસરણની રચના. તથા મધ્યમાં શ્રી શેત્રુંજાની રચના તથા ઉત્તર તરફ મેરૂ પરવતની રચના તથા દક્ષીણ તરફ સ- મેત શીખર તથા પશ્ચીમ તરફે શ્રી અષ્ટાપદજીની રચના તથા પાછળ બે ખુણે બેદેરી એક એક ગભારાની તથા એ રચના- ની આસપાસ ત્રણ પીઠીકા ઉપર પરોણા પરતમાજી. ૧૭૪ તથા ૧ શ્રી ગૌતમ સ્વામીની મુરતી તે સરવે મળી પાસાણની પરતમાં. ૨૩૩ તથા ધાતુની પંચરતી પરતમાં. ૧૨ તથા ધાતુ એકલવાની પરતમાં. ૧૭ તથા ધાતુના સીધચક્ર ૪ તથા પગલાં જોડ. ૧

એ દેરાની નીચે ભોંઇરામાં પરોણા પરતમાજી. ૭૧ ત-

થા ધાતુની પંચરતી ૩ તથા અષ્ટમંગલીક ૧ મુલ દેરાની સામે શ્રી પુંડરીક શ્વામીનું બંધાય છે. તથા ભોઇરાની જમણી તથા ડાબી તરફ મળી દેરીઓ ૩૯ તે મધે દેરીઓ ૩૩ માં હાલમાં પરતમાંજી પધરાવેલાં છે. એ ટુંકનો ખરચ હાલમાં ધણી પોતે ચલાવેછે.

તે દેરીઓમાં પરતમાંજી ૧૩૧ પાશાણની છે. તથા ધાતુની એકલવી પરતમાં ૩.

૩૫. વાઘણ પોળની અંદર જમણી તરફ પેહેલું દેરૂં શ્રી રાધણપોરવાળા મશાલીઆ કલ્યાણજી જેએવંતનું દેરૂં સં. માં બાંધેલું મુલ નાએક શ્રીપદમપ્રભુ તે દેરામાં પરતમાજી પાશાણના ૧૦ તથા ધાતુની ૧.

૩૬. રાધાણપુરવાળાની પાછળ શ્રી મહાવીરશ્વામીનું સમોસરણ ત્રણ ઘઢની રચનાનું દેરૂ શ્રી સુરતવાળા શોમચંદ કલ્યાણચંદનું સં. ૧૭૮૮ તે દેરામાં પરતમાજી ૪.

---

## વીમળવશી.

૩૭. પાછળ કપડ જક્ષની દેરી ૧.

૩૮. સમોસરણના દેરા પાછળ ભમતીમાં જુની પરતમાં ૪ તથા પગલાં જોડ ૩ તથા પરોણા બીબ ૨૩.

૩૯. આગળ દેરી ૧ કસ્તુરબાઈની મુલનાએકજી શ્રી પદમ પ્રભુની સં. ૧૮૦૪ તે દેરામાં પરતમાજી ૫.

૪૦. પાસે પારશ્વનાથજીની દેરી ૧ તે મધે પરતમાજી૪.

૪૧. પાસે ભમતીમાં દેરી ૨ મુલનાએકજી શ્રી પારશ્વનાથજી તથા પરોણા ૮ સરવે મળી પરતમાં ૧૦.

૪૨. પાસે ભમતીના છેડાની કોટડી મધે પરતમાંજી ૮.

૪૩. પાછળ ઘઢને લગતી પરોણાની ભમતી મધે ઓરડી ૧ મધે જુની પરતમાં મુલનાએકજી શ્રી રીખવદેવ બાકી પરોણા મુરતીઓ ૫.

૪૪. પાસે ભમતી મધે પરોણા મુરતીઓ ૧૪.

૪૫. સમો સરણના દેરાના પશ્ચિમ બારણા તરફ નાની દેરી ૭ ઓળબંધ ઊગમણા બારણાની તે મધે પરતમા ૨૨ તથા બહાર બે ગોખલામાં પરતમાંજી ૨ એ સરવે મળી પરતમાં ૨૪.

૪૬. રસ્તા ઉપર દેરી ૧. મુલનાએકજી શ્રી પદમ પ્રભુજી એ દેરામાં પરતમાજી. ૩

૪૭. એ દેરીની પાછળ રસ્તા ઉપર દેરી શા. વેણીચંદ હેમચંદ શ્રી મુંબાઈવાળાની મુલનાએક શ્રી પારસ્વનાથજીની સં. ૧૮૭૩ ની સાલમાં એ દેરામાં પરતમાજી. ૯

૪૮. ઉપલી તરફ દેરી બાઈ. દલછી ડુંગરસી ગામ રાધણપુરવાલાની સં. ૧૮૮૦ માં મુલનાએકજી. મહાવીર સ્વામી એ દેરામાં પરતમાજી. ૭

૪૯. ઊંચાણમાં શ્રી ચીંતામણ પારસ્વનાથજીનું દેરૂ. ભંડારીજીનું સં. ૧૭૯૧ માં કાઉસગીઆ ૨ સાથે એ દેરામાં પરતમાજી. ૫

૫૦. ચીંતામણજીના દેરા પડખે પાછળ ઘઢને લગતી દેરી. ૩ અમદાવાદવાલાની દેરી ૧ હરકુંવરબાઇની મુળનાએકજી પદમપ્રભુજી સં. ૧૮૭૪ તે દેરામાં પરતમા. ૫ દેરી ૧ રળીઆતબાઇની મુળનાએકજી આદીનાથજી સં. ૧૮૭૮ તે દેરામાં પરતમા. ૫

દેરી ૧ સા. ગુલાબચંદ જેએચંદની મુળનાએકજી આદીનાથજી સં. ૧૮૭૩ પરતમાજી. ૭

૫૧. પાસે ઘુમટીની નાની દેરી મેસાણાવાળાની સ. ૧૮૨૨ એ દેરામાં પરતમાજી. ૨

૫૨. પાસે દેરી પારસ્વનાથજીની એ દેરામાં પરતમાજી. ૨

૫૩. પાસે દેરી શ્રી પદમપ્રભુની એ દેરામાં પરતમાજી ૫.

૫૪. પાસે નાની દેરી ૩ મધે પરતમાજી ૧૨.

૫૫. ચીંતામણજીના દેરાની પાસે પશ્ચીમ તરફ શ્રી

ચંદ્રપ્રભુજીનું દેરૂ શા. પરમજી રતનજીનું સં. ૧૭૮૮ એ દેરામાં પરતમાજી. ૫

૫૬. પડખે શ્રી સુરતવાળા શા. બોગલસાનુ દેરૂ. મુલનાએકજી શ્રી સંભવનાથજી તથા ગોખલા ન. ૨ મધે થઈને પરતમાજી. ૨૨ તથા ગોખલા. ૧ મધે શ્રી આદીનાથજીની મોટી મુરતી શેઠ આણંદજી કલાણજીની ભરાવેલી સં. ૧૯૦૩ માં પડખે ૨ નાની મુરતી તથા દેવીની મુરતી. ૧

૫૭. ચીંતામણજીના દેરાની પડખે નીચાણમાં આરસનું દેરૂ લશકરવાળા શેઠ. વરધીચંદજીનું મુલનાએક શ્રી પારસ્વનાથજી તથા ભીંતમાં આરસના પાટીઆ. ૨ મધે નંદીશ્વર દીપ તથા અષ્ઠાપદજીની રચના તથા° હાથી. ૨ આરસના અંબાડી સહિત એ દેરામાં સરવે પરતમાજી. ૨

૫૮. પડખે દેરૂ શ્રી ચંદ્રપ્રભુજીનું સં. ૧૮૬૯ માં બંધાવેલું. પાટણવાળા નથુચંદ ડુંગરસી મીઠાચંદ લાધાવાલાનું તે દેરામાં પરતમાજી. ૧૧ ચંબેલીના ઝાડની પાસેછે.

૫૯. નવી નાહાની દેરી ૨ રસ્તા ઉપરની સં.૧૯૪૦માં બાંધેલી ચુનીલાલ તલકચંદ તેમાં પરતમાજી. ૩ તથા છોટાલાલ ઉમેદચંદની પરતમાજી ૪ સરવે મળી પરતમાજી. ૭

૬૦. ઊંચાણમાં સુરતવાળા વહોરા. કેસરીસંઘ લાધાનું

દેરૂ સંભવનાથજી તથા ગોખલા બારના બે મધે પરતમાજી ૪ મળી એ દેરામાં સરવે પરતમાજી. ૧૭

૬૧. પડખે ઘઢ તરફ શ્રી અજીતનાથજીનું દેરૂ મીઠાચંદ લાધાનું દેરૂ શ્રી પાટણવાળા સં. ૧૮૪૩ એ દેરામાં પરતમાજી સરવે મળી ૫

૬૨. પડખે દેરૂ શા. જીવાણદાસનું શ્રી પારસ્વનાથજીનુ સં. ૧૭૯૧ એ દેરામાં પરતમા. ૫

૬૩. આગળ જતાં ઉપર શા. જવેર નાનજીનું દેરૂ શ્રી આદીનાથજીનું સં. ૧૮૬૦ એ દેરામાં પરતમા. ૬

૬૪. પાસે દેરૂ શ્રી ધરમનાથજીનું સં. ૧૮૬૦ અમદાવાદવાળા નાહના માણેકનું એ દેરામાં પરતમા. ૧૫

૬૫. પડખે દેરૂ મોરબીવાળા. પીતાંબરદાસ પદમસીનું મુલનાએક શ્રી મહાવીર સ્વામી સં. ૧૮૬૪ એ દેરામાં. પરતમા. ૩

૬૬. દેરી ૧ રસ્તા ઉપર પુરણચંદજીની શ્રી આદીનાથ મુલનાએક સં. ૧૮૬૫ એ દેરામાં પરતમાજી. ૨

૬૭. આગળ દેરી શ્રી નેમનાથજીની એ દેરામાં પરતમાં. ૩

૬૮. આગળ રસ્તા ઉપર અમદાવાદવાળી મુળીબાઈની દેરી સં. ૧૯૧૬ માં એ દેરીમાં પરતમાં. ૪

૬૯. ઉપલી તરફ સો થંભાનું ચોમુખજીનું દેરૂ જોધ-પુરવાલા. મનોત જેમલજીનું સં. ૧૬૮૬ પરતમાં. ૪

૭૦. નીચાણમાં દેરૂ અમદાવાદવાળા. માણેકચંદ પાનાચંદની ભારજા ઈંદરબાઇનું સં. ૧૮૭૩ માં મુલના-એકજી. શ્રી આદીનાથજી એ દેરામાં પરતમાં. ૧૪

૭૧. પાછળ આરસનું દેરૂ પટવા. કપુરચંદ રીખવ-દાસનું શ્રી પદમપ્રભુ સં. ૧૮૬૦ માં પરતમાંજી. ૫

૭૨. હુમડના દેરાના ઘઢ પાસે શ્રી સંભવનાથજીનું દેરૂ. રીખવદાસ વેલજી તથા પછવાડે ઘઢ પાસે પગલાંજોડ. ૬ એ દેરામાં સરવે પરતમાંજી. ૬ તથા શેઠશેઠાણી.

૭૩. રસ્તા ઉપર સામુ ઊંચુ ત્રણ બારણાનું નવા નગરવાળાનું દેરૂ મુલનાએક શ્રી અંસનાથ સં. ૧૬૭૫ માં એ દેરામાં પરતમાંજી. ૧૭

૭૪. પાછળ દેરૂ શ્રી સંભવનાથજીનું અમદાવાદવાળાનું સં. ૧૬૮૨ એ દેરામાં પરતમાં. ૮

૭૫. હાથીપોળના બારણાની આસપાસ ઘઢમાં બે ગોખલા મધે પરતમાંજી. ૪ તથા માથા ઉપર ૐકાર રીંકાર જોડા ૧

હાથીપોળની અંદર બે તરફ બે દેવી જમણી તરફ

ગણપતી તથા ડાબી બાજુ અને પુરણાદેવીની મુરતી છે. તાંહાંથી રતનપોળમાં પેસ્તાં જમણી તરફ સ્નાન કરવાની તથા કેસર ઘસવાની જગા તથા ઓરસીઆ પાસે ભંડાર છે. તેમાં જાત્રાળુએ કેસર સુખડ વીગરેના નકરાનું નાણું નાખવું.

---

## રતનપોળની વીગત. મોટી ટુંક.

૧. પોળમાં પેસતાં મોટું દેરૂ ન. ૧) શ્રી મુલનાએક શ્રી. આદીનાથજીનું તેરમા ઉધારનું કરાવેલું એમ કહેવાય છે. હાલમાં મુલનાએકજી શેઠ. કરમાસાએ સં. ૧૫૮૭ ના વઇશાખ વદ ૬ ને દીને ઉદ્ધાર કરીને પધરાવ્યા છે. તે દેરામાં તથા ઉપલા માળ ઉપર પ્રતીમાજીની વીગત. ઘભારામાં આદીનાથજીને રૂપાનું છતર શા. નથુભાઇ નાહાલચંદની ભારજાએ ચઢાવેલું છે સં. ૧૯૪૩ માં.

મુળઘભારામાં શ્રી આદીસરજીના પરઘરની પરતમાજી સાથે પરતમાજી. ૫૮

રંગમંડપમાં પ્રતીમાજી. ૯૧ તથા ધાતુના સીધ ચક્ર. ૨ તથા પાસાણના સીધ ચક્ર. ૧ તથા રૂપીઆનો સાથીઓ ન. ૧

માળ ઉપર ચૌમુખજી સાથે પ્રતીમાજી. ૮૧ તથા પગલાં જોડ. ૨ તથા વીજ્યાશેઠ, શેઠાણી જોડા. ૨

રંગમંડપમાં આદીશ્વરજીના સામા હાથી ઉપર ભરત ચક્રી તથા મરૂદેવી માતા છે. એ હાથી આરસનો છે.

મુલનાએકજીના દેરાસરને લગતી ચોફેર દેરીઓ ૫૪ તથા ગોખલા મધે પ્રતીમાજી વીગરે ૧૬૧ તથા પાસાણના સીધ ચક્ર. ૪ તથા પગલાં જોડ. ૨૩ તથા સરસ્વતી દેવી. ૧ તથા ગૌતમસ્વામીની ૩ તથા વીજ્યાશેઠ શેઠાણી. તથા મુરતી ૧ હાથ જોડીને ઉભી છે તથા ઉતરની ચોકીના થાંભલા. ૨ મધે ગોખલા. ૨ માં પ્રતમાજી. ૩ શ્રી હૈદ્રાબાદ વાળાની પધરાવેલી શા. બદરમુલજી ઢઢાની પધરાવેલી છે.

૧ શ્રી પુંડરીક ગણધર માહારાજનું દેરૂ. શ્રી આદીશ્વરજીના દેરા સામુ છે. સં. ૧૫૮૭ માં વઈશાખ વદી ૬ ને દીને શેઠ. કરમાજીએ સોળમો ઉધાર કરીને પધરાવેલા. એ દેરામાં શ્રી પુંડરીકસ્વામીજી વીગરે પ્રતીમાજી ૬૩ તથા ધાતુની એકલવા પરતમાજી. ૫ તથા અષ્ટમંગળીક. ૧ તથા ગૌતમસામીની મુરતી. ૨

શ્રીપુંડરીક સ્વામીના રંગમંડપમાં ઓરડી. ૪ તે મધે જમણી તરફની ઓરડી. ૨ તથા ડાબી તરફ ઓરડી. ૨ તથા ગોખલા ન. ૨ ઉત્તર દક્ષીણ તેમાં પ્રતીમાંજીની વીગત.

જમણી તરફની પેહેલી ઓરડીમાં પરતમાજી.૨૧ તથા

બીજી ઓરડીમાં પ્રતીમાજી. ૪૮ તથા ધાતુની એકલવી પ્રતીમાજી. ૧ તથા ધાતુના સીધ ચક્ર. ૧ તથા પગલા જોડ. ૧ તથા મરૂદેવી માતા. ૧ તથા અષ્ટમંગળીક. ૨

ડાબી તરફની પેહેલી ઓરડીમાં પ્રતીમાજી. ૨૨ તથા ધાતુની પંચરતી. ૨ તથા ધાતુના સીધ ચક્ર. ૧ તથા બીજી ઓરડીમાં પ્રતીમા. ૪૧ તથા ધાતુની એકલવા પ્રતીમા. ૬ તથા ધાતુના સીધચક્ર. ૧ તથા પગલાં જોડ. ૭

---

## રતનપોળ મોટી ટુંક.

ગોખલો. ૧ જમણી તરફમાં પ્રતીમાજી. ૩ તથા ગોખલો ન. ૧ ડાબી તરફમાં પ્રતીમાજી. ૩

મોટી ભમતી ત્રીજી પ્રદક્ષણાની શ્રી પુંડરીકસ્વામીના દેરાની ડાબી પાસેથી સરૂ થાએ તે તીરથખાનાના ઓરડી સુધી દેરીઓ. ૨૯ તે મધે દેરી. ૧ ખુણાની દારૂ ભરવાની બાકી દેરી. ૨૮ મધે પ્રતીમાજી. ૧૬૦ તથા પગલાં જોડ. ૪ તથા ગૌત્તમસ્વામીની મુરતી. ૧ એ મધે ચોવીસીઓની પ્રતીમાં એક ગણી છે.

૧ રથખાનાની ઓરડીની પાસે દેરાસરજી સાંખરબંધી તે દેરામાં પ્રતીમાજી. ૧૪

ઉપલા દેરાથી શ્રી અષ્ટાપદના દેરાસર સુધી દેરી. ૨૧ ગોખલા સુધા તે મધે પ્રતીમાજી. ૪૮ તથા પગલાં જોડ. ૧

૧ શ્રી અષ્ટાપદજીનું દેરૂ સંવત.      માં બંધાવેલુ તે મધે પ્રતીમાજી. ૬૯ તથા ગૌતમસ્વામીની મુરતી. ૧

અષ્ટાપદજીના દેરાથી રાયણવૃક્ષના ખુણા સુધી દેરી. ૧૫ તથા ગોખલા. ૩ તે મધે પરતમાજી. ૭૫ તથા પગલાં જોડ. ૧૯ તથા ગૌતમસામીની મુરતી. ૧

રાયણવૃક્ષના ખુણાથી તે ચઉદ રતનના દેરા સુધી દેરી. ૧૦ તથા ગોખલા. ૩ તે મધે પરતમા. ૩૩ તથા વીજ્યાશેઠ શેઠાણીની મુરતી ગોખલામાં તથા ચોવીસી. ૨ આરસપાણની છે.

૧ ચઉદ રતનના દેરામાં પ્રતીમા. ૧૪ તથા બાર થાંભલા. ૪ મધે પ્રતીમાં. ૨૦ તથા પગલાં જોડ. ૨

ચઉદ રતનના દેરાથી તે ઠેઠ શ્રી પુંડરીક સ્વામીના દેરાના ખુણા સુધી દેરી. ૨૬ મધે પ્રતીમા. ૯૩ તથા ધાતુના સીધચક્ર. ૧ તથા પગલાજોડ. ૧ તથા દેવીની મુરતી. ૧ તથા વીજ્યાસેઠ સેઠાણી તથા ગોખલો. ૧ તે મધે સાધુની મુરતી. ૩ છે.

૧ શ્રી આદીનાથજીના દેરાની જમણી તરફ (એટલે દ-

ક્ષીણ દીસાએ) શ્રી સંસફોટનું દેરૂ તે દેરામાં પ્રતીમા ૧૦૩૫.

૧ ડાબી તરફ શ્રી ગણધર પગલાનું દેરૂ ૧ તે મધે પગલાજોડ ૧૪૫૨ વર્તમાન ચોવીસીના ગણધરજીના પગલા તથા ચોવીસ તીર્થંકરના પગલાં તથા પ્રતીમાજી ૮ તથા પગલાં જોડ ૨૪.

૧ પશ્ચીમ તરફ રાએણ વૃક્ષની નીચે પગલાંની દેરી ૧ શ્રી રીખવદેવ સ્વામીના પાંદુકા સેઠ કરમાસાએ સં. ૧૫૮૭ના વઇસાખ વદ ૬ ને દીને સ્થાપેલા તથા આરસની દેરી શેઠ દલપતભાઈ ભગુભાઈની બંધાવેલી તે મધે પગલાં જોડ ૧ તથા ભીંતમાં શ્રી સમેતસીખરજીના ડુંગરની રચનાનો પાસાણ બેસાડેલો તથા નાગ મોરની મુરતી ચુનાની છે—

રાયંણ વૃક્ષની નીચે બે ચોતરા ઊપર તથા વચમાં ધુમટીઓની અંદર તથા છુટા પગલા તથા ચૌમુખજી ૧૮ તથા છુટી પરતમા ૨૫ એ દેરામાં પ્રતીમા ૭૨ તથા પગલાં જોડ ૧૮૨.

૧ મુલનાએકજીના દેરાની જમણી તરફ નવા આદીશ્વરજીનું દેરૂ સુરત વાલા સંઘવી તારાચંદજીની પરતમાં તથા કાઊસગીઆ તથા પગલા વીગેરે ભરાવેલા એ દેરૂ વસ્તુપાલ તેજપાલનું બંધાવેલું એ દેરામાં પ્રતીમાંજી ૫૧ ત-

થા પાસાણના સીધચક્રજી ૨ તથા પગલાં જોડ ૧ તથા વી-
જ્યા સેઠ સેઠાણીના જોડા ૨.

૨ સામે શ્રી મંદીર સ્વામીનું દેરૂ એ દેરામાં તથા મેડા ઊપર ચોમુખજી સાથે પ્રતીમાં ૫૦ તથા પગલાં જોડ ૧ તથા સરસ્વતીની મુરતી ૨ તથા વીજ્યા સેઠ સેઠાણી મુરતી જોડા ૨. તથા ઉતર તરફ વસ્તુપાળ તેજપાળનું બંધાવેલું એ દેરામાં ભંડારની તીજોરી વીગરે સામાન રેહેછે.

૧ શ્રી પુંડરીક સ્વામીના દેહરાના પગથીઆ પાસે દક્ષીણ તરફ પાંચભાઈનું દેરૂ શ્રી ઊજ્જનવાલાનું બંધાવેલું એ દેરામાં પ્રતીમા ૧૫ તથા ધાતુની પ્રતીમા ૧ તથા દેવીની મુર્તી ૨ તથા બહાર ગોખલામાં શ્રી હેમપ્રતામુનીની મુરતી છે.

૧ સામુ ઊત્તર તરફ ગંધારીઆના ચોમુખજીનું દેરૂ એ દેરાનું પશ્ચીમ બારણું પુરીને તેમાં હાલ પુજા આંગીનો સામાન રહેછે તથા રૂપાના પંચ તીરથ તથા સીધ ચક્ર છે એ દેરામાં પ્રતીમાં ૮ તથા રૂપાની ૭ તથા રૂપાના સીધ ચક્ર ૬ તથા ધાતુના સીધ ચક્ર ૩ તથા અષ્ટમંગળીક ૧.

૧ દેરૂ ૧ ગંધારીઆના ચોમુખજીના મેઢા ઊપર ચોમુખજી વીગરે પ્રતીમાજી પાસાણના ૭.

શ્રી ગંધારીઆના ચોમુખજીના દેરાની ફરતી જ-

માણી તરફથી ડાબી તરફ સુધી દેરીઓ ૧૬ તથા ગોખલા ૨ વીગરેમાં સરવે પ્રતીમાં મલી ૬૭ તથા પગલાં જોડ ૩ તથા દેરૂ ૧માં ચોવીસ તીર્થંકરની માતાઓ પુત્ર સહીત છે.

૧ ગણધર પગલાના દેરાની તથા ચઉદ રતનના દેરાની વચે ચોમુખજીની ઘુમટી ૧ મધે પ્રતિમા ૪.

---

## શ્રી મંદીરસ્વામીના દેરા ફરતો દેરી તથા દેહેરાં તથા ગોખલાની વિગત નીચે પ્રમાણે.

ગોખલો ૧ શ્રી મંદિરસ્વામીની પુઠે અજમેરવાળાનો બંધાવેલો તે મધે પ્રતિમા ૨.

શ્રી સુરતવાળા શેઠ ભુખણદાસ જગજીવનદાસનું દેરૂં સં. ૧૮૨૦ માં બંધાવેલું મુળનાયકજી શ્રી આદીનાથજી વિગેરે પ્રતિમાજી ૧૪.

ત્યારપછી દેરી ૧ પદ્મપ્રભુજીની શા. મંગળજી સં. ૧૮૧૦ એ દેરામાં પ્રતિમા ૪.

ત્યારપછી દેરૂ ૧ શ્રી પારસ્વનાથજીનું સાંકળીબાઈનું એ દેરામાં પ્રતિમા ૭.

ત્યારપછી દેરૂ શેશફણા પારસ્વનાથજીનું એ દેરામાં પ્રતિમા ૧૭.

ત્યારપછી દેરી ૧ સં. ૧૮૨૬ માં બંધાવેલી એ દેરામાં પ્રતિમા ૫.

ત્યારપછી દેરી ૧ મધ્યે ગૌતમસ્વામી વિગેરે એ દેરામાં પ્રતિમાજી ૫ તથા પગલાં જોડ ૧.

ત્યારપછી દેરી ૧ મધ્યે પગલાં જોડ ૩.

ત્યારપછી દેરી ૧ શ્રી અજીતનાથજીની એ દેરામાં પ્રતિમાજી ૫.

ત્યારપછી તક્ષીણ તરફના બારણાની શ્રી આદીનાથજીની દેરી ૧ એ દેરામાં પ્રતિમાજી ૨ તથા પગલાં જોડ ૧.

પાંચ ભાઇના દેરાને લગતી ઉગમણી તરફ દેરી ૧ બાઇ ઉજમ ગા. અમદાવાદની એ દેરામાં પ્રતિમા ૩.

૧ પાસે દેરૂ ૧ બાજરીઆનુ શ્રી અમદાવાદવાળાનું એ દેરામાં પ્રતીમા ૧૫.

---

## બાજરીઆના દેરા ફરતી દેરીઓની વિગત નીચે પ્રમાણે.

દેરી ૧ સં. ૧૮૭૩ માં બંધાવેલું છે એ દેરામાં પ્રતીમા ૭.

દેરૂ ૧ શાંતીનાથનું સુરતવાળા શેઠ જગનનાથદાસ

લાલદાસનું સં. ૧૮૨૬ એ દેરામાં પ્રતીમા ૯.

દેરો ૧ દક્ષીણ બારણાની પ્રતમા ૧.

દેરી ૧ પુંઠે સં. ૧૮૨૬ મધે પરતમાજી ૮ પગલાં જોડ ૫ ભાણા લીંબડીવાળાની એ દેરામાં પ્રતીમાં ૮.

પશ્ચીમ બારણે મેરૂશીખરની રચના એ દેરામાં પ્રતીમા ૧૨.

નવા આદેશ્વરના દેરાના ઉત્તર તરફના બારણાની આશપાશ બે દેહરી તે મધે ઉગમણી તરફ મધે પ્રતીમા ૭.

પશ્ચીમ તરફની દેરી ૧ સં.૧૮૧૦ માં બાંધેલી ભાણા વસ્તાની મુળનાએક શ્રી આદીનાથ વીગરે પ્રતીમા ૧૧.

ચોકમાં પગલાં જોડ ૧ દાદાજીના.

પાસે દેરી ૧ પારશ્વનાથજીની એ દેરામાં પ્રતીમાજી ૩.

પાસે પાદુકાની છતરી ૧ મધે પગલાં જોડ ૧.

પાસે દેરી ૧ મધે પ્રતીમાજી ૩ તથા પગલાં જોડ ૪.

પાસે ચોતરા ઉપર પગલાં જોડ ૩૪.

નવા આદીશરજીના ઉગમણે બારણે દેરી ૧ મધે પ્રતીમાજી ૫.

દક્ષીણ બારણા તરફ ચોમુખજીની છતરી ૩ મધે પ્રતીમાજી ૧૨.

સેહેસફોટના દેરાના ઓસારમાં ગોખલા ૨ ઉગમણી તથા દક્ષીણ તરફ પ્રતીમાજી ૨.

સેહેસફોટની દક્ષણ તરફ દેરી ૧ સં. ૧૮૧૦ માં બાંધેલી મુળનાએક આદીનાથજી એ દેરામાં પ્રતીમાજી ૫.

એ દેરાની પડખે રામચંદ્રજીની મુરતી તથા તળે પગલાં જોડ ૨ તથા દેવીની મુરતિ ૧.

પાસે ચોમુખજીની છતરી ૨ મધે પ્રતીમા ૮.

સેહેસફોટનીઆથમણી તરફ દેરી૧મધે પ્રતીમાજી ૩.

એ દેરાને લગતા ગોખલા ૭ મધે પ્રતીમાજી ૬ તથા પગલાં જોડ ૧૧.

સેહેસફોટની પાસે કુસલબાઇના ચોમુખનું દેરૂ તે મધે પ્રતીમાજી ૬.

એ દેરા ફરતા ગોખલા ૮ મધે પ્રતીમા ૧૫ તથા પગલાં જોડ ૨.

પાસે શ્રી સમેતશીખરની રચનાનું દેરૂ એ દેરામાં પ્રતીમા ૨૬ તથા પગલાં જોડ ૨૦.

પાછળ દેરૂ ૧ શા. મુલાજીના મંડપનું એ દેરામાં પ્રતીમાજી ૪૪.

શા. મુલાજીના મંડપના ઉત્તર બારણે ગોખલા ૩ મધે પ્રતીમાજી ૩.

સામા પાણીના ટાંકા ઉપર પગલાં જોડ ૧૨.

પાસે સમોવસરણનું દેરૂ પાટણવાળા શંઘવી મોતીચંદનું સં. ૧૩૭૯ માં બાંધેલું એ દેરામાં પ્રતીમા ૭ તથા પગલાં જોડ ૧.

એ દેરાનાઉગમણાબારણે ગોખલા૪ મધે પ્રતીમાજી૬.

દક્ષીણ બારણે ગોખલા ન. ૫ મધે પ્રતીમાજી ૭ તથા પગલાં જોડ ૨.

આથમણે બારણે ગોખલા ૪ મધે પ્રતીમાજી ૫ તથા પગલાં જોડ ૧.

ટાંકાને લગતી ઉત્તર તરફ ગોખલા ૩ મધે પરતમા ૬. તથા પગલાં જોડ ૧.

ઓતરાદા બારણે ગોખલા ૪ મધે પરતમાજી ૫ તથા પગલાં જોડ ૮.

---

## મોતીસાની ટુંક ૨ જી.

રામપોળની બારીમાં પેસતા પેહેલી ટુંક શેઠ મોતીચંદ અમીચંદ શ્રી મુંબાઇવાળાની એ ટુંકની જગાએ કુંતાશરનો મોટો ભયંકર ખાડો હતો તે શેઠ મોતીશાએ લાખોરૂપીઆ ખરચી પુરાવ્યો અને તેના ઉપર દેરાસરો બંધાવ્યાને સં. ૧૮૯૩ ની સાલમાં અંજન સલાકા કરાવી મહાવદ ૨ ને

દીને શ્રી મુળનાએકજી શ્રી આદીનાથ વિગરે પરતમા તેમના પુત્ર ખીમચંદભાઇએ પધરાવી એ ટુંકમાં સરવે મોટા દેરાની પ્રતિષ્ઠા તથા ઉગમાણી તરફની દેરીઓ ૧૮ ની પરતીષ્ઠા તેજ દીને થઇછે. એ ટુંકનો ખરચ હાલ શેઠ મોતીશાની તરફથી ચાલેછે. એ ટુંકના દેરાસરો નીવિગત નીચે પ્રમાણે છે.

દેરૂ ૧ શેઠ મોતીશાનું બંધાવેલું સં. ૧૮૯૩ ની અંજનસલાકા કરીને મહાવદ ૨ ને દીને શ્રી આદીનાથજીને પધરાવ્યા. એ દેરામાં પ્રતીમાજી ૩૦ તથા ધાતુની પંચરતી ૪ તથા ધાતુની એકલવી ૫ તથા રૂંપાના સીધચક્ર ૩ તથા ધાતુના સીધચક્ર ૨ ૧તા. અષ્ટમંગલીક ૧ તથા રૂપાનાપતરાં ૨.

રંગમંડપમાં પ્રતીમા ૭ તથા આરસના હાથી ઉપર મરૂદેવી માતા તથા ગોખલામાં શેઠ શેઠાણી માતા રૂપાબાઈ.

પેહેલે મેડા ઊપર ચોમુખજી વિગરે પ્રતીમા ૫૨.

બીજે માળ ચોમુખજી વિગરે પ્રતીમા ૧૦.

મુળ દેરાના પગથીઆની આશપાશ દેરી ૨ મધે ચક્રેશ્વરી માતા તથા ગૌમુખ જક્ષની મુરતી ૨.

મુળ દેરા સામુ શ્રી પુંડરીક ગણધરનું દેરૂ તે દેરામાં પ્રતીમાં ૨૨ તથા ધાતુની એકલવા ૨ તથા ધાતુના સીધચક્ર ૨ તથા તાંબાનું પતરૂ ૧.

શ્રી પુંડરીક સ્વામીના રંગમંડપમાં ગોખલા ૨

સામાસામી તે મધે મરૂદેવી માતા પુત્ર સહિત તથા નાભીરાજા તથા ઓરડી ૨ સામાસામી શા. ડામરશી સુજાણ રાધનપોરવાળાની તે દેરામાં પ્રતીમા ૧૮.

મુળ દેરાની જમણી તરફ શ્રી દમણવાળા શેઠ અમરચંદ ખીમચંદ શેઠ મોતીશાના દીવાનનું દેરૂ શ્રી ધરમનાથજીનું સં. ૧૮૯૩ માં ગભારામાં પ્રતીમાં ૧૯ તથા રંગમંડપમાં પ્રતીમા ૬ તથા ધાતુની પ્રતીમા ૪ પંચરતી તથા ધાતુની એકલવી ૮ તથા રૂપાનાં સીધચક્ર ૧૬ તથા ધાતુના સીધચક્ર ૫ તથાં પગલાં જોડ ૧ તથા માણેકના સાથીઆ ૨ તથા પતરૂ ૧ સોનાના સાથીઆનું.

મુળ દેરાની ડાબી બાજુ શ્રી અમદાવાદવાળા શેઠ હઠીશંગ કેસરીશંગનું શ્રી ધરમનાથજીનું એ દેરામાં બે ચોકીમાં દેહરી ૨ મધે પ્રતીમા ૮ તથા દેરામાં પ્રતીમા ૨૯ તથા ધાતુની પંચરતી તથા ધાતુની એકલવી ૨ તથા ધાતુના સીધચક્ર ૩ તથા અષ્ટમંગલીક ૧.

શેઠ અમરચંદભાઇના દેરા સામુ શા. પરતાપલાલ જોઇતા મુંબાઇવાળા શેઠના મામાનું દેરૂ ચોમુખજીનું તથા મેઢા ઉપર ચોમુખ વિગરે પરતમાજી ૩૩ તથા શેઠશેઠાણી.

પરતાપલાલના દેરા સામો શ્રી ધોલેરાવાળા વીરચંદભાઇના ચોમુખનું દેરૂ તના મેડા ઉપર ચોમુખ વિગરે

પરતમાજી ૨૬.

અમરચંદભાઇના દેરા પાછળ પારેખ ફુલચંદ કપુ-રચંદ શ્રી ઘોઘાવાળાનું દેરૂ મુળનાએકજી આદીનાથ વિગરે પ્રતીમાજી ૨૨.

સામુ દેરૂ ચોમુખજીનું શેઠ નાનજી જેકરણ ચીનાઇનુ શ્રી માંગરોળવાળાનું દેરૂ તથા મેડા ઉપર ચોમુખજી મળી સરવે પ્રતીમાજી ૨૧.

શેઠ નાનજી ચીનાઇના દેરાની પડખે ગલાલબાઇ અમદાવાદવાળાનું એ દેરામાં પ્રતીમાજી ૭ તથા ધાતુના સી-ધચક્ર ૧.

ઉપલા દેરા પાસે શેઠ પ્રેમચંદ રંગજી પાટણવાળાનુ દેરૂ રંગમંડપ સાથે પ્રતીમા ૩૩ તથા ધાતુના સીધચક્ર ૧ તથા શેઠશેઠાણી.

પડખે રાયણવૃક્ષ તળે શ્રી આદીનાથજીના પાદુકાની દેરી મધ્યે પગલાં જોડ ૧.

પડખે શ્રી પારશ્વનાથનું દેરૂ શા. તારાચંદ નથુ-ભાઈ શ્રી સુરતવાળાનું એ દેરામાં પ્રતીમા ૧૫ તથા ધાતુના સીધચક્ર ૧ તથા ૐકાર ૧.

પાછળ દેરૂ ગણધર પગલાંનું શા. ખુશાલચંદ તા-રાચંદ શ્રી સુરતવાળા એ દેરામાં પ્રતીમા ૧૨ તથા ધાતુની

પરતીમા ૭ તથા પગલાં જોડ ૧૪૫૨.

સામુ શા. જેઠા નવલસા શ્રી મુંબાઇવાળાનું સેહસ-કોટનું દેરૂ ઉપર ચોમુખજી સાથે પ્રતીમાજી ૧૦૪૨ તથા ધાતુની પંચરતી પ્રતમા ૪ તથા ધાતુની એકલવા ૯ તથા મેડા ઉપર શેઠશેઠાણી.

પાસે કરમચંદ પ્રેમચંદ દમણી અમરચંદભાઇના કાકાનું દેરૂ એ દેરામાં પ્રતીમાજી ૯.

પાસે દેરૂ ૧ ખંભાતવાળા પારેખ શરૂપચંદ હેમચંદનું એ દેરામાં પ્રતીમાજી ૧૩.

પાસે દેરૂ પાટણવાળા પારેખ દેવચંદ જેચંદનું દેરૂ એ દેરામાં પ્રતીમાજી ૨૭.

ભમતીની દેરીઓ શ્રી પુંડરીક સ્વામીના દેરાની ડાભી તરફથી તે નાની દેરી મોટી દેવચંદ હીરાજી સુધીપ્રતીમા૧૬.

પાસે મોટી દેરી દમણવાળા શા. મુળચંદ હીરાચંદ તે અમરચંદભાઈના મામાની દેરીમાં પ્રતીમાજી ૧૮.

પાસે દેરી પારશ્વનાથજીની શેઠ જેઠા હેમાજી ગામ વાંકડીઆ વડગામવાળાની એ દેરામાં પ્રતીમા ૧૨.

પાસે દેરી અજીતનાથજીની શાંઘવી વધુ શા. વીરચંદ ભાવનગરવાળાની એ દેરામાં પ્રતીમા ૧૬.

પાસે દેરી શ્રી શંભવનાથજીની શા. સાંકળચંદ પુંજા ગા-

મ પાટણવાળાની એ દેરામાં પ્રતીમાજી ૯.

પાસે દેરી શ્રી શાંતિનાથજીની શા. પાનાચંદ સાંકળચંદ ગામ રાધણપુરવાળાની એ દેરામાં પરતીમાજી ૯.

પાસે દેરી શ્રી ચંદ્રપ્રભુજીની બાઇ જડાબની શ્રી ખંભાતવાળાની એ દેરામાં પ્રતીમાજી ૧૨.

પાસે દેરી ૧. એ દેરામાં પ્રતીમાજી ૨૧.

પાસે દેરી ૧ શ્રી પદ્મપ્રભુજીની નગરવાળા પરાગજી ધરમશીની એ દેરામાં પ્રતીમાજી ૭.

પાસે દેરી ૧ શ્રી વીજાપુરવાળા શા. નાહાલચંદ ધરમચંદની એ દેરામાં પ્રતીમાજી ૧૧.

પાસે દેરી ૧ બાઇ ડાહી શા. ખુશાલચંદ તારાચંદ શ્રી સુરતવાળાની વીધવા એ દેરામાં પ્રતીમા ૧૦ તથા પગલાંજોડ ૧.

પાસે દેરી ૧ વઇદ તલકચંદ લખમીચંદ શ્રી ઉમેટાવાળા એ દેરામાં પ્રતીમા ૧૦.

પાસે દેરી ૧ એ દેરામાં પ્રતીમા ૧૦.

પાસે દેરી ૧ પાટણવાળા સવાઇ પાનાચંદની એ દેરામાં પ્રતીમા ૮.

પાસે કોઠારમાં પરોણાબીંબ પ્રતીમા ૪૯.

પાસે કોઠારની ભીંતમાં ગોખલામાં પ્રતીમા ૧ બાઇ જડાબ અમદાવાદવાળા રતનચંદ લખમીચંદની બેનની સામા

ગોખલામાં પ્રતીમાજી ૩ શા. સવાઇ પાનાચંદ શ્રી પાટણવા-
ળાની પધરાવેલી.

પાસે દક્ષીણ તરફની ભમતીમાં દેરી ૧ પાલણપુરવાળાની
મેતા મોતી ખેતશીની એ દેરામાં મુળનાએકજી આદીના-
થજી એ દેરામાં પરતીમાજી ૧૦.

પાસે દેરી પારશ્વનાથજીની લશ્કરવાળા વરધીચંદજીની
એ દેરામાં પ્રતીમા ૧ તથા ધાતુના સીધચક્ર ૧ તથા અષ્ટ-
મંગલીક ૧.

પાસે દેરી ૧ સતીઆ જેઠા દીપચંદ અમદાવાદવાળાની
મુલનાએકજીશ્રી આદીનાથજી એ દેરામાં પ્રતીમા ૬.

પાસે દેરી ૧ વનમાળીદાસની શ્રી ચંદ્રપરભુજીની એ
દેરામાં પ્રતીમા ૧૫.

પાસે દેરી શ્રી વાસુપુજ્યની મારવાડી સહેસકરણની
શ્રી અજમેરવાળાની એ દેરામાં પ્રતીમા ૧૨.

પાસે દેરૂ ૧ શા. સરૂપચંદ વરધમાન શ્રી રાંધણપુરવા-
ળાનું એ દેરામાં પ્રતીમા ૮.

પાસે દેરી ૧ શ્રી સંભવનાથજીની શા. કપુરચંદ પાના-
ચંદ શ્રી અમદાવાદના એ દેરામાં પ્રતીમા ૪.

પાસે દેરી ૧ શ્રી મુનીસુવ્રતસ્વામીની બાઇ હરાકોર તે
શા.માણેકચંદ ખીમચંદની ભારજા અમદાવાદવાળાની પ્રતીમા

૫ પગલાં જોડ ૨.

દેરી ૧ શ્રી શીતળનાથજીની શા. અમુલખ કસળા શ્રી વિસનગરવાળા એ દેરામાં પ્રતીમાજી ૫.

દેરી ૧ શા. નથુ અમરચંદ વિસનગરવાળા મુળનાએક શ્રી સુવધીનાથજી એ દેરામાં પ્રતીમાજી ૩ એ દેરામાં પર-તીષ્ટા થઈ નથી.

દેરી ૧ ગલાબભાઇની શ્રી વીજાપુરવાળા મુળનાએકજી શ્રી અજીતનાથજી એ દેરામાં પ્રતીમા ૯ તથા ધાતુનીએકલવા૧.

દેરી ૧ શ્રી અભીનંદનજી શા. કાળીદાસ ભગવાન હુ-રખચંદ શ્રી અમદાવાદના એ દેરામાં પ્રતીમાં ૬ તથા ધા-તુની એકલવી પ્રતીમા ૧.

દેરી ૧ મહાવિરસ્વામીની શા. તારાચંદ માણેકચંદ ખપઇ શ્રી અમદાવાદવાળાની એ દેરામાં પ્રતીમાજી ૬.

દેરી ૧ શા. ઉત્તમચંદ વેલચંદ ખાદીવાળા અમદાવાદ વાળાની શ્રી જીનદત્તબીંબ ગઇ ચોવીશીના પ્રતીમાજી ૫.

દેરી ૧ ઇંડોરવાળા ગંભીરમલજીની મુલનાએકજી શ્રી મુનીસુવ્રત એ દેરામાં પ્રતીમા ૫ તથા ધાતુની એકલવી ૨ તથા ધાતુના સીધચક્ર ૧.

દેરી ૧ શ્રી નગરવાળા ઝવેરી ગલાલચંદજી ખીમજીની મુળનાએક પારશ્વનાથજી એ દેરામાં પ્રતીમા ૯.

દેરી ૧ શ્રી અમદાવાદવાળા મુળચંદ નાહાલચંદની શ્રી પારશ્વનાથજી એ દેરામાં પ્રતીમાજી ૬.

દેરી ૧ શ્રી વખતાપુરના શા. અમુલખ જેઠાની મુળનાએક શ્રી નેમનાથ એ દેરામાં પ્રતીમાજી ૭.

દેરી ૧ શ્રી સીહોરવાળા શા. નેમચંદ ગાંધીની શ્રી સુપારશ્વનાથજીની એ દેરામાં પ્રતીમાજી ૪.

દેરી ૧ શ્રી નગરવાળા શા. કસળચંદ પુંજાની મુળનાએક શ્રી અજીતનાથ એ દેરામાં પ્રતીમાજી ૭.

નગરવાળાની દેરી પાસે દેરી ૧ અમદાવાદવાળા વકીલ માણેકચંદ મોતીચંદની ભારજા બાઈ પરસનની શ્રી ધરમનાથજીની સં. ૧૯૩૦ માં પધરાવી એ દેરામાં પ્રતીમાજી ૫ તથા ધાતુના સીધચક્ર ૨ તથા પગલાં જોડ ૧ તથા અષ્ટમંગલીક ૧.

પાસે ગોખલો ૧ શ્રી અમદાવાદના શા. દેવચંદ દોલતચંદનો એ દેરામાં પ્રતીમા ૩.

પાસે દેરી ૧ મેસાણાવાળા શા. સુરચંદ મોતીચંદની હા. કેસરબાઈ મુળનાએકજી શ્રી નેમનાથજી એ દેરામા પ્રતીમા ૧૨.

પાસે ગોખલો ૧ પાટણવાળા શા. રીખવચંદ ઉજમનો એ દેરામાં પ્રતીમાજી ૩.

પાસે દેરી ૧ અમદાવાદવાળા શા. સાંકળચંદ વરજલાલ એ દેરામાં પ્રતીમાજી ૬.

પાસે ગોખલો ૧ પાટણવાળા શા. કંકુચંદ ભુખાણદાસનો એ ગોખલામાં પ્રતીમા ૩.

પાસે દેરી ૧ શા. આલમચંદ ઓગલદાસ ઝવેરીની શ્રી વેરાવલ પાટણવાળાની મુલનાએક શ્રી અજીતનાથ સાથે પ્રતમા ૬. પાસે દેરીઓ ખાલી પડીછે પરતમાજી હજી પધરાવ્યાં નથી.

કોઠાર પાસે દહેરી નાની અમદાવાદવાળા મનસુખ પ્રેમચંદ દીવાસળીની શ્રી હંસનાથજી આદે પ્રતીમાજી ૩.

પાસે કોઠાર મધે પરોણાબીંબ પ્રતીમાજી ૧૨૫.

કોઠાર પાસે દેરી ૧ અમદાવાદવાળા શા. વાહાલચંદ ભગવાન શ્રી વિમલનાથ આદે પ્રતીમા ૩.

પાસે દેરી ૩ ખાલીછે પરતમાજી હજી પધરાવી નથી.

ત્યારપછી દહેરી ૧ શા. દલછારામ હીરાચંદ શ્રી ખેરાળુવાળાની સં. ૧૮૩૯ માં શ્રી આદીનાથ આદે પ્રતીમાજી ૪. તેની પાસે દહેરી બે ખાલીછે.

ત્યારપછી સેહેસકોટના દેરાના પશ્ચિમ બારણા તરફ દેરી શા. જેઠાભાઈ નવલસા શ્રી મુંબાઇવાળા શ્રી મુલનાએકજી શ્રી શાંતિનાથ આદે સરવે મળી ૭ પરતમાજી છે.

પાસે દેરી બાઈ દેવની ડોશી મીઠાચંદ ફતેચંદની દીકરીની શ્રી ભાવનગરવાળાની શ્રી મુલનાએકજી શ્રી સુપારશ્વનાથજી આદે સરવે મળી પ્રતીમાજી ૬.

પાસે દેરી ૧ શ્રી ભાવનગરવાળા શા. ગંગા ઓઘાની મુલનાએક શ્રી ધરમનાથજી આદે પ્રતીમા ૬.

પાસે દેરી બાઇ પરાણકુવર શ્રી સુરતવાળાની શીરાપુરીવાળીની એ દેરામાં પ્રતીમાજી ૧૦.

પાસે પાછલો દરવાજો ટુંકનો. દરવાજા પાસે દેરી ૧ ભરૂચવાળા પરભુદાસ ખુશાલની એ દેરામાં પ્રતીમાજી ૪.

પાસે દેરી ૧ અમદાવાદવાળા રવચંદ નાહાનચંદ નવાબની શ્રી પારશ્વનાથજી આદે (સરવે મળી) પ્રતીમા ૪.

પાસે દેરી ૧ શ્રી ઇંડોરવાળા શા. સોમચંદ મોતીચંદની ભારજા કેસરબાઇની શ્રી સેંઆસનાથ આદે પ્રતીમા ૬.

પાસે દેરી ૧ શ્રી વકતાપુરવાળા શા. અમુલખ જેઠાની મુલનાએક શ્રી મલ્લીનાથ આદે પ્રતીમા ૭.

હવે શ્રી પુંડરીકસ્વામીના દેરાની જમણી તરફની ભમતીમાં. દેરી ૧ મોદી રીખવદાસ શ્રી સુરતવાળાની શ્રી સુપારશ્વનાથ આદે પ્રતીમાંજી ૮. તેની પાસે મોટી દેરી ૧ શેઠ અમરચંદ દમાણીની માશીની બાઈ વીજીની. શ્રી અજીતનાથ આદે પ્રતીમા ૧૦. તેની પાસે દેરી ૧ શા. સોમચંદ તારાચંદ

શ્રી શીહોરવાળાની શ્રી આદીનાથજી આદે પ્રતીમા ૧૩. તેની પાસે દેરી ૧ રાધણપુરવાળા ખેંગારસીંગજી શ્રી ધરમનાથજી આદે પ્રતીમાજી ૮. તેની પાસે દેરી ૧ તારાચંદ રતનચંદની શ્રી શાંતીનાથજી આદે પ્રતીમાજી ૧૨. તેની પાસે દેરી ૧ ખંભાતવાળા તારાચંદની શ્રી પારશ્વનાથજી આદે પ્રતીમાજી ૭. તેની પાસે દેરી ૧ રાધણપુરવાળા સાંકળચંદની શ્રી શાંતિનાથજી આદે પ્રતીમાજી ૫. તેની પાસે દેરી ૧ બરાણપુરવાળી બાઇ રતનની શ્રી શાંતિનાથજી આદે પ્રતિમાજી ૫. તેની પાસે દેરી ૧ વિસનગરવાળા પાનાચંદ કરમચંદની શ્રી ધરમનાથજી આદે પ્રેતીમાજી ૫. તેની પાસે દેરી ૧ ખેડાવાળાની પ્રતિષ્ટા થવાની છે પ્રતીમાજી ૩. તેની દેરી ૧ ખેડાવાળાની પરતિષ્ટા થવાની છે. પ્રતીમાજી ૩. તેની પાસે દેરી ૧ શ્રી વસોવાળા જેઠાભાઇ નથુભાઇ શ્રી સુપારશ્વનાથ આદે પ્રતીમાજી ૪. તેની પાસે દેરી ૧ શ્રી વસોવાળા જેઠાભાઇ નથુભાઈની શ્રી શિતલનાથ આદે પ્રતીમાજી ૩. જેઠાભાઇની દેરી પાસે ગોખલો ૧ વંથલીવાળા રામજી વાંહાની બાઇ કસલીએ પ્રતીમાજી ૩ તથા ધાતુની એકલવી પ્રતીમાજી ૩. તેની પાસે કોઠાર મધે પરોણાખીંખ ૫૦ ઇશાનખુણામાં છે.

પાસે દેરી ધોરાજીવાળા અમુલખ ખીમજીની પારશ્વ-

નાથજી આદ પ્રતીમાજી ૮. તેની પાસે દેરી ૧ ઘોરાજીવાળા અમુલખ ખીમજીની શ્રી ચંદ્રપરભુજીની આદ પ્રતીમાજી ૬. તેની પાસે દેરી ૧ શ્રી વિસનગરવાળા શા. લીલાચંદ ઉગરચંદ શ્રી અનંતનાથ આદ પ્રતીમાજી ૩. તેની પાસે દેરી ૧ શા. ગુલાબચંદ દક્ષિણવાળાની શ્રી ચંદ્રપરભુજી આદ પ્રતીમાજી ૮. તેની પાસે દેરી ૧ પાટણવાળા ઝવેરી આલમચંદ કેવળ બોગલની શ્રી ધરમનાથ આદ પ્રતીમા ૫. તેની પાસે દેરી ૧ અમદાવાદવાળા શા. જેચંદ મંછા વાવવાળા શ્રી હંસનાથ આદ પ્રતીમા ૮. તેની પાસે દેરી ૧ અમદાવાદવાળા શા. ગોકલ પરસોતમદાસ ભાઉવાળા શ્રી વાસુપુજ્ય આદ પ્રતિમા ૩. તેની પાસે દહેરી ૧ અમદાવાદવાળા શા. નગીનદાસ બેચર શ્રી સુપારશ્વનાથ આદ પ્રતામા ૫. તેની પાસે દહેરી ૧ અમદાવાદવાળા શા. ભુલા વજીઆવાળાની હા. ઝવેરબાઇ એ દહેરામાં પ્રતીમાજી ૫. તેની પાસે દહેરી ૧ વિરમગામ વાળા શા. કુંવરજી જેચંદ એ દહેરામાં પ્રતીમાજી ૩. તેની પાસે દહેરી ૧ અમદાવાદવાળા શા. મનસુખ દીપચંદની શ્રી પારશ્વનાથજી આદ પ્રતિમાજી ૩. તેની પાસે શ્રી પુનાવાળા શા. મંગળજી રાયકરણ શ્રી ચંદ્રપરભુજી આદ પ્રતીમાજી ૫. તેની પાસે દહેરી ૧ અમદાવાદવાળા શા. તારાચંદ લખમીચંદ ભરૂચી શ્રી અજીતનાથ આદ પ્રતીમા ૩. તેની

પાસે દેરી ૧ અમદાવાદવાળા શા. હુકમચંદ હીરાચંદ હા. તારાચંદ શ્રી પારશ્વનાથજી આદે પ્રતીમાજી ૫. તેની પાસે દેરી ૧ શ્રી નડીયાદવાળા જોઇતારામ બેચરદાસ શ્રી આદી નાથ આદે પ્રતીમાજી ૩. ત્યારપછી દેરી ૨ પરતીષ્ટા થવાનીછે.

ત્યારપછી દેરીઓ થતી જાય છે. તથા જગા ખાલી પણ રહેછે.

---

## બાલાવશી.

શેઠ બાલાભાઇ તે શેઠ કલ્યાણજી કહાનજી શ્રી ભાવનગરવાળાના નંદન દીપચંદ જેને બાલાભાઇ કરી કહેતા તેમની ટુંક નામે બાલાવશી શેઠ મોતીશાની ટુકની પાછળ છે. તે સં. ૧૮૯૩ માં બંધાવેલી એ ટુંકનો ખરચ હાલે શેઠ આણંદજી કલ્યાણજીના કારખાના તરફથી ચાલેછે.

મુલનાએક શ્રી આદીનાથજીના દેરામાં પ્રતીમાની વિગત તથા મેડા ઉપરની વિગત.

મુલ ઘભારામાં પ્રતીમાજી ૪૨ તથા રંગમંડપમાં પ્રતીમાજી ૨૪ તથા ગભારામાં ધાતુની પંચરતી પ્રતીમા ૨ તથા ધાતુની એકલવી પરતમા ૩ તથા ધાતુના સીધચક્ર ૧ તથા પતરા ઉપર દેવી ચીતરેલી છે તથા હાથી ઉપર મરૂદેવી માતા તથા નાભીરાજા તથા અષ્ટમંગલીક ૧.

મેડા ઉપર ચોમુખજી ત્રણ તથા પરતમાજી ૭ સરવે મળી પ્રતીમાજી ૧૯.

સામુ શ્રી પુંડરીક ગણધરનું દેરૂ શેઠ બાલાભાઇનું તેમાં તથા પાછળ રાયણ પગલાની દેરી મધે પગલાં જોડ ૧ તથા દેરામાં પ્રતીમાજી ૨૬.

મુલનાએકજીના દેરાની જમણી બાજુએ શ્રી કપડવણજવાળા શેઠ મીઠાભાઈ ગલાબનું દેરૂ સં. ૧૯૧૬ માં બંધાવેલું તે દેરામાં મુલનાએકજી વાસુપુજ્ય આદ પ્રતીમા ૧૬ તથા ધાતુના સીધચક્ર ૨ તથા અષ્ટમંગલીક ૧. તથા ડાબી બાજુ ઊપર શ્રી મુંબઈવાળા શા. ફતેચંદ ખુશાલચંદના ચોમુખનું દેરૂ સં. ૧૯૦૮ માં બંધાવેલું એ દેરામાં પ્રતીમાજી ૧૬ તથા ધાતુની પંચરતી પ્રતીમા ૧ તથા ધાતુના સીધચક્ર ૨ તથા શેઠશેઠાણીની મુરતી ૨. તથા ભમતી મધે હાલમાં દેરી ૧૨ મધે પરતમાજી પધરાવેલાં છે. તે મધે પરતમાજી ૭૦ તથા શ્રી પુંડરીક સ્વામીના દેરાની જમણી બાજુ દેરી ૬ મધે પ્રતીમાજી તથા ડાબી બાજુ દેરી ૬ તે મધે પરતમાજી સરવે મળી ૫૪. એ ટુંકની ઈશાણખુણના કોઠારમાં પરોણાબીંબ ૬૦.

હાલમાં એ ટુંકમાં નવાં દેરાસર બે બંધાય છે શા. માનચંદ વીરજી ઇલોરવાળાનું તથા પુનાવાળાનું.

બાલાભાઇની ટુંકથી ઉપર પ્રેમચંદ મોદીની ટુંકે જતા રસ્તામાં શ્રી અદભુતજીનું દેરૂ સં. ૧૬૮૬ માં શા. ધરમદાસજીનું બંધાવેલું શ્રી આદીનાથજીનું પાંચસેંધનુશનું શરીરનું માન તેના નમુના દાખલ ડુંગર મધે પરતમાજીનો આકાર કોરી કઢાવી લેપ કરાવી શ્રી આદીનાથજીની સ્થાપના કરીછે. એ દેરામાં પરતમાજી ૧ તથા પગલાં જોડ ૧. આગળ ચડતાં રસ્તામાં પગથીયાં આગળ દેરી મધે પરતમા જીનરાજની કોરેલી તથા પડખે કાઉસગીઆની મુરતી શ્રી પારશ્વનાથજીની પરતમાજી ૨. તથા આગળ ચડતાં બે બાજુ તરફ ફુલવાડીઓ છે. તથા આગળ ચડતાં પાણીનો ખોડીયાળ નામે કુંડ તથા તેની માંહે ખોડીયાલ માતાનુ સ્થાનક છે.

---

## પ્રેમાવશી.

મોદી પ્રેમચંદ લવજીની ટુંક સં. ૧૮૪૩ માંબંધાવેલી એ ટુંકની જગા સરવે ટુંકો કરતાં ઊંચાણમાંછે. એ દેરામાં મુલનાએકજી શ્રી આદીનાથજી એ દેરામાં પ્રતીમાજી ૧૦૦ તથા રૂપાની ૧ તથા ધાતુની પંચરતી પ્રતમાજી ૨ તથા

ધાતુની એકલવી પરતમા ૩ તથા રૂપાના સીધચક્ર ૨ તથા ધાતુના સીધચક્ર ૫ તથા ૐકાર ૧. તથા દેવદેવીની મુરતી ૫ તથા અષ્ટમંગલીક ૧ તથા પતરૂ ૧ રૂપાનું તે ઉપર પરતમા ચીતરેલી તથા પતરૂ ૧ પીતલનું તેમાં પરતમા કોરેલી શેઠ આણંદજી કલ્યાણજીના કારખાના તરફથી ચાલે છે તથા સામુ શ્રી પુંડરીક સ્વામીનું દેરૂ મોદી પ્રેમચંદનું બધાવેલું એ દેરામાં પ્રતીમાજી ૩૦. તથા મુલ દેરાની જમણી તરફ શ્રી સુરતવાળા ઝવેરી રતનચંદ ઝવેરચંદ ઘુસનું આરસનું દેરૂ સં. ૧૮૬૦ મુલનાએકજી શ્રી સેહસફણા પારશ્વનાથજી વિગેરે ભરાવેલા તેમાં તથા મેડા ઉપર ચોમુખજીનું ત્રીગડું આરસનું તેમાં પ્રતમાજી ૧૨ તથા દેરાના મંડપ મધે ગોખલા ૨ આરસની કોરાણીવાળા દેરાણીજેઠાણીના ગોખલાના નમુના જેવા. તે મધે પરતમાજી ૨ શ્રી પારશ્વનાથજીની છે. એ દેરામાં સરવે પ્રતીમા ૨૨. એ દેરામાં બે ભાઈઓની ઉભી મુરતી આરસની છે. તથા આરસના દેરાની સામે સુરતવાળા ઝવેરી પ્રેમચંદ ઝવેરચંદ ઘુસનું દેરૂ ખારા પાશાણનું મુલનાએકજી શ્રી સહેસફણા પારશ્વનાથજી સં. ૧૮૬૦ ની સાલમાં તે મધે પ્રતમાજી ૧૧ તથા ધાતુની એકલવી ૨ તથા એજ દેરાની ઉપર ચોમુખજી છે સરવે મળી પ્રતમાજી ૧૫ તથા રતનચંદ ઘુસના દેરા પાસે

ગણધર પગલાની દેરી મધે પગલાં જોડ ૧૪૫૨ તથા ભમતી
ની દેરી શ્રી પુંડરીક સ્વામીના દેરાની ડાબી તરફથી તે
દક્ષીણ દીશાના છેડા સુધી દેરી ૨૮ તથા ગોખલા વિગેરેમાં
પ્રતીમાજી ૧૦૯ તથા પગલાં જોડ ૪. તથા ભમતીમાં પશ્ચીમ
તરફ દેરૂ મોદી પાલણપુરવાળાનું તે મધે પરતમા ૧૪. ત્યાર
પછી દેરી પરી. નગીનદાસ પ્રેમચંદવાળાની અમદાવાદના
મુલનાએક શ્રી શાંતીનાથજી સં. ૧૮૫૭ એ દેરામાં પ્રતી-
માજી ૧૧. ત્યારપછી ગોખલો ૧ મધે પ્રતીમાજી ૩. ત્યાર
પછી ગામ મહુધાવાળા નીમા શ્રાવકોના પંચખાતાનું દેરૂ
સં.૧૮૬૦ માં બંધાવેલું એ દેરામાં મુલનાએકજી શ્રી ચંદ્ર-
પ્રભુજી એ દેરામાં પ્રતીમાજી ૨૪ તથા પગલાં જોડ ૧ તથા
દેવદેવીની મુરતી ૨. ત્યારપછી શ્રી આદીનાથજીના પાદુકા
વીગેરેની પગલાં જોડ ૩. ત્યારપછી દેરી ૪ પશ્ચીમદિશાના
ખુણા સુધી તેમાં પ્રતમાજી ૨૨. ત્યારપછી દેરૂ ૧ શ્રી રાધ-
ણપુરવાળા શેઠ લાલચંદનું એ દેરામાં પ્રતીમાજી ૩. ત્યાર
પછી દેરીઓ ઠેઠ શ્રી પુંડરીક સ્વામીના દેરા સુધી દેરીઓ
૧૮ તે મધે પરતીમા ૧૦૧ તથા ધાતુની પંચરતી ૩. તથા
પગલાં જોડ ૩.

---

## હેમાભાઇ શેઠની ટુંક.

શેઠ હેમાભાઇ વખતચંદ તે શેઠ સાંતીદાસના વંશવાળા હાલમાં શેઠ પ્રેમાભાઇ તેમની ગાદીએ બીરાજે છે તેમની ટુંક સં. ૧૮૮૨ માં બંધાવેલી એ દેરામાં મુલનાએકજી શ્રી અજીતનાથ સં. ૧૬૮૬ ના. એ દેરામાં પ્રતીમાજી ૩૯ તથા ધાતુની એકલવી પ્રતીમા ૪ તથા ધાતુની પંચરતી પરતમા ૩ તથા ધાતુના સીધ્ધચક્ર ૧ તથા પગલાં જોડ ૨.

સામુ શ્રી પુંડરીકસ્વામીનું દેરૂ શેઠ હેમાભાઇનું બંધાવેલું સં. ૧૮૮૬ એ દેરામાં પ્રતીમાં ૨૧ તથા ધાતુના સીધચક્ર ૫ તથા અષ્ટમંગલીક ૧. મુલનાએકજીની જમણી તરફ ચોમુખજીનું દેરૂ શેઠ સાકરચંદ પ્રેમચંદ અમદાવાદવાળાનું બંધાવેલું એ દેરામાં પ્રતીમાજી ૪. મુલનાએકજીની ડાબી તરફ ચોમુખજીનું દેરૂ શેઠ હેમાભાઇનું એ દેરામાં પ્રતીમાજી ૪. ફરતી ભમતીની દેરી ૪૩. તે શ્રી પુંડરીક સ્વામીના દેરાની ડાબી તરફથી તે જમણી તરફ સુધી તે મધે કોઠાર ૧ તે મધે પરોણા પરતમાજી ૩૩ સરવે મળી ૨૦૬ તથા ધાતુની એકલવી ૧ તથા પગલાં જોડ ૧. તથા દરવાજા બહાર નીચે ઝીંઝુ કુંડ તથા ફુલવાડી છે.

## નંદીશ્વર દ્વિપ.

સેઠ હેમાભાઇની ટુંક સામે શ્રી નંદીશ્વરદ્વિપની ટુંક તે શેઠ

હેમાભાઇની બ્હેન બાઇ ઊજમબાઇનીસં.૧૮૯૩માં બંધાવેલી તે દેરામાં મુલ દેરૂ નંદીશ્વરદ્વિપની રચનાનું તેમાં ચોમુખજી ૫૭ મધેપ્રતીમા ૨૨૮ તથા ધાતુની પ્રતીમાજી ૧. શ્રી નંદીશ્વરદ્વીપના દેરા સામુ એટલે દેરાની ડાભી તરફ શેઠ ડાહ્યાભાઈ અનોપચંદનું દેરૂ એ દેરામાં મુલનાએકજી શ્રી કુંથુનાથજીસં.૧૮૪૩માં બંધાવી પરતીષ્ટા કરાવી એ દેરામાં પરતમાજી ૧૨ તથા ધાતુના સીધચક્ર ૨ છે.તથા શેઠ ડાહ્યાભાઇના દેરા પાસે દેરી ૩ મધે પરતમાજી ૧૧ તથા દેહેરી ૩ ટુંકના બારણાની બીજી તરફ એ દેરી મધે પરતમાજી ૧૨. તથા એ દેરી પાસે દેરૂ ૧ બ્હેનં પરસનનું સં.૧૮૯૩ માં એ દેરામાં પરતમાજી ૧૧ તથા ધાતુની પંચરતી પરતમા ૧ તથા ધાતુનાં સીધચક્ર ૫ તથા પતરા ન. ૧ ધાતુના છે તથા અષ્ટમંગલીક ૨ છે. એ દેરા પાસે કોઠાર મધે પરોણાબીંબ ૨૪.

## સાકરવશી શેઠ. સાકરચંદની.

શેઠ સાકરચંદ પ્રેમચંદની ટુંક શ્રી અમદાવાદવાળા સં. ૧૮૯૩ ની સાલમાં મુલ દેરામાં મુલનાએકજી ધાતુના શ્રી પારશ્વનાથજી આદે એ દેરામાં પરતમાજી ૨૪ તથા ધાતુની પંચરતી ૧ તથા ધાતુના એકલવી ૩ તથા ધાતુના સીધચક્ર ૩ તથા અષ્ટમંગલીક ૨ તથા શેઠ શેઠાણીના ગોખલા

૨. મુલ દેરાની સામે શ્રી પારશ્વનાથજીનું દેરૂ સાકરશાનુ
એ દેરામાં પરતમાજી ૧૩. તથા ઉપલા દેરાના પગથીયાં
આગળ બેબાજુએ દેરી ૨. તથા ડાબી બાજુવાળી દેરી
મધે પગલાં જોડ ૯ કમળના આકારે. જમણી બાજુની દેરી
મધે પરતીમાજી ૧ પાશાણનાછે. મુલ દેરાની સામે જમ-
ણી તરફ દેરૂ ૧ શા. લલુભાઇ જમનાદાસનું સં. ૧૮૯૩
મુલનાએકજી શ્રી પદ્મપ્રભુજી એ દેરામાં પરતમાજી ૧૧

મુલનાએકજીના દેરાની પડખે ડાબી તરફ સેઠ મગનભાઈ
કરમચંદનું દેરૂ મુલનાએકજી શ્રી પદ્મપ્રભુ એ દેરામાં
પરતમાજી ૯. એ ટુંક મધે ફરતી દેરીઓ ૨૯ તે મધે
દેરી ૧૧ હાલ ખાલીછે તે મધે પરતમાજી ૮૦. મુલ દે-
રાના પગથીઆંની ડાબી પાસે શ્રી ચક્રેશ્વરીની દેરી મધે
ચક્રેશ્વરીમાતા તથા જમણી પાસે દેરી મધે ગણપતિની મુ-
રતિ છે. એ ટુંકનો ખરચ ધણી પોતે ચલાવેછે. સાકરવશિની
ઉગમણી તરફ છીપાવશી આવેછે.

---

## છીપાવશી.

ચોમુખજીની ટુંકમાં પેસવાની બારી પાસે આદિનાથ-
જીનું દેરૂ સં. ૧૭૯૧ માં પરતમાજી ભરાવેલા એ દેરામાં
પરતમાજી ૬ તથા પગલાં જોડ ૪ તથા દેવિની મુરતી ૧.

એ દેરાની પુંઠે દેરી ૨ તે મધે દેરી ૧ મધે પરત-
માજી ૧ સં. ૧૭૮૮ માં તથા બીજી દેરી ૧ માં પ્રતિમાજી ૬.

એ દેરીઓની સામે સાકરસાના ઘઢને લગતું દેરૂ ૧ મધે
પરતમાજી ૩.

સાકરસાની ટુંકમાંથી છીંપાવશીમાં પેસતા જમણી તરફ
રાયણવૃક્ષ તળે શ્રી આદિનાથજીના પાદુકા જોડ ૧ તથા અ-
જીતનાથજીની દેરી તથા શ્રી શાંતિનાથની દેરી તહાં અજીત-
સંતોસ્તવન કીધેલું છે તથા પાસે શ્રી નેમનાથજીનું દેરૂ સં.
૧૭૯૪ માં પધરાવેલી શા. હરખચંદ શિવચંદનું બંધાવેલું
એ ત્રણ દેરામાં પ્રતિમાજી ૩.

સાકરશાની ટુંકથી ચોમુખજી જતાં ચોમુખજીની બારી
પાસે ગોઠીના ઉતારા તથા પાસે પાંચપાંડવની ટુંક તે મધે
દેરાસર મધે કાઉસગીઆ મુરતી પાંચપાંડવની તથા કુંતા
માતા તથા દ્રુપદી જાણ ૭.

પાંચપાંડવના દેરા પાછળ સેંહસકોટનું દેરૂ શ્રી સુરત-
વાળા શેઠ ખુબચંદભાઇ મયાભાઇ લાલભાઈ સં. ૧૮૬૦ માં
બંધાવેલું તે મધે ચોદ રાજલોકની રચનાનો પાશાણ ઊતકૃષ્ટે
કાલે ૧૭૦ જીનની રચના તથા સમોસરણ તથા સીધચક્રની
રચનાનો પાશાણ છે. એ દેરામાં પ્રતીમાજી ૧૦૨૪ તથા
પાશાણનો સીધચક્ર ૧.

# ચોમુખજીની ટુંક.

પાંડવની ટુંક પાસે બારીમાં પેસતાં ચોમુખજીની ટુંક એ ટુંક સદાસોમજી શ્રી અમદાવાદવાળાની બંધાવેલી સં. ૧૬૭૫ માં એ ટુંકનો સઘળો ખરચ શેઠ આણંદજી કલ્યાણજીના કારખાના તરફથી થાયછે મુલનાએકજીના દેરાંમધે ચોમુખજી શ્રી આદીનાથજીની મુરતિઓ છે.

એ દેરાના ઘભારામાં પ્રતિમાજી ૭૩ મધે ચોવીશી ૨ છે તથા પગલાં જોડ ૧ તથા રૂપાના પતરાં ન. ૨.

એક ઉપર પગલાં તથા બીજા ઊપર મુરતિ છે. તથા ધાતુની એકલવી ૨ છે. તથા સદાસોમજીની મુરતિ હાથ જોડેલી.

એ દેસના સભામંડપમાં પરતમાજી ૧૮ તથા ધાતુની પંચરતી ૩ તથા ધાતુની એકલવી ૬ તથા રૂપાના સીધચક્ર ૩ તથા ધાતુના સીધચક્ર ૨ તથા પાશાણના સીધચક્ર ૨ તથા ઓંકાર ૧ તથા દેવીની મુરતિ ૨.

એ દેરાના મેડા ઉપર ચોમુખજી વિગરે શ્રી ઈલાચપુરવાળા શા. દીપચંદ ભુખાણદાસની સં. ૧૮૯૯માં પધરાવેલી એ દેરામાં પરતમાજી ૧૦ તથા સેઠશેઠાણી ૨.

શ્રી ચોમુખજીના દેરા સામે શ્રી પુંડરીક ગણધરનું દેરૂ સં. ૧૬૭૫ માં બંધાવેલું સદાસોમજીનું એ દેરામાં પ્ર-

તિમાજી ૧૫ તથા પગલાં જોડ ૧ તથા દેવીની મુરતિ ૨.

મુલનાએકજીના દેરાને લગતી ભમતીમાં પુંઠે દહેરી ૧ અબીરચંદજી લાલમલજી સં. ૧૯૦૯ માં પધરાવેલી એ દેરામાં પ્રતિમાજી ૫.

એ દેરાની જમણી બાજુના ગભારામાં પ્રતિમાજી ૧૮.

એ દેરાની ડાબી બાજુના ઘભારામાં પ્રતીમાજી ૧૪. તથા પગલાં જોડ ૧૩૨.

મોટી ભમતિની વિગત નિચે પ્રમાણે પુંડરીકસ્વામીના દેરાની ડાબી બાજુથી તે શ્રી શાંતિનાથજીના દેરાની પુંઠે સુધી દેરીયો ૧૭ મધે પ્રતીમાજી ૨૮ તથા ધાતુની પ્રતિમા ૬ તથા ધાતુની એકલવી પ્રતિમાજી ૨૫ તથા ધાતુના સીધચક્ર ૩ તથા પાશાણના સીધચક્ર ૧ તથા પગલાં જોડ ૨ તથા અષ્ટમંગલીક ૧ તથા પતરાં ૫.

છીપાવશીની બારીથી તે ચોમુખજીની પાછલી બારી સુધી દેરી ૧૯ સળંગ તેમાં પ્રતિમા ૪૪ તથા ધાતુની પંચરતિ ૧ તથા પાશાણના સીધચક્ર ૧.

ચોમુખજીની પાછલી બારીથી તે શેઠ ડાહ્યાભાઈના સેંહસકોટમાં જવાના બારણા સુધી દેરીઓ ૧૨ તે મધે પ્રતિમાજી ૨૮ તથા પગલાં જોડ ૪.

શેઠ ડાહ્યાભાઇના સેંહસકોટના બારણાથી તે શેઠ શ્રી

પુંડરીકસ્વામિના દેરાની જમણી તરફ સુધી દેરી ૫૯ તે મધ્યે પ્રતિમાજી ૧૧૧ તથા પગલાં જોડ ૧ તથા ગૌતમસ્વામિની મુરતિ ૨ તથા વીજ્યા શેઠશેઠાણી.

શ્રી પુંડરીકસ્વામિના દેરા પડખે ડાબી તરફ થોયત્રણ મધ્યે પગલાં જોડ ૨૫૦૩.

૫૦૧ ૧૦૦૨ ૧૦૦૦

પાસે છતરીમાં ચોમુખજી મધ્યે પ્રતીમાજી ૪.

શ્રી પુંડરીકસ્વામિના દેરાના પગથીયાં પાસે સામાસામી દહેરાં ૨ શ્રી શાંતિનાથજીના સં. ૧૬૭૫ ની સાલના સુંદરદાસ રતનજીના.

ઉત્તર તરફના દેરા મધ્યે પ્રતિમાજી ૧૦ તથા દેવી ૧.

દક્ષિણ તરફના દેરા મધ્યે પ્રતિમાજી ૭ તથા પગલાંજોડ ૧.

દક્ષિણ તરફ શ્રી શાંતિનાથજીના દેરાની જમણી તરફ દેરી ૪ મધ્યે પ્રતિમાજી ૧૫ તથા ધાતુની પંચરતી પ્રતમાજી ૨

શાંતિનાથજીના દેરાની ડાબી તરફ દેરૂ શ્રી પારશ્વનાથજીનું.સં. ૧૮૫૬ તે મધ્યે પ્રતિમાજી ૬.

પાસે છતરી નાહાની મધ્યે ચોમુખજી પરતમા ૪.

પાસે છીપાવશીની બારીની ડાબી તરફ છતરીની દેરી ૧ મધ્યે પગલાંજોડ ૬.

બારીની જમણી તરફ છતરીની દેરી ૧ મધ્યે પગલાં જોડ ૨.

છતરીની પાસે દેરી ૧ મુલનાએકજી સં. ૧૭૯૧ મધે પધરાવી તે મધે પ્રતમાજી ૫.

પાસે પગલાંની છતરી મધે પગલાં જોડ ૧.

પાસે શ્રી ચંદ્રપ્રભુની દહેરી મધે પ્રતમાજી ૧.

ચોમુખજીની પાછલી બારી તરફ જતાં દેરૂ ૧ શ્રી પારશ્વનાથજીનું સં. ૧૬૭૫ અમદાવાદવાળા ખીમજી સોમજીનુ એ દેરામાં પ્રતિમાજી ૪ તથા ગૌતમસ્વામિની મુરતી ૨ તથા નંદીશ્વરદ્વીપની રચનાનો પાશાણ છે.

ચોમુખજીના દેરાની પુંઠે શ્રી શાંતિનાથજીનું દેરૂ સં. ૧૬૭૫ માં અમદાવાદવાળાનું એ દેરામાં ત્રણ ચોવીશીની એક પાશાણ ઉપર ગણતરીમાં મુરતિ એક ગણીછે.

પાસે શ્રી મંદિરસ્વામિનું દેરૂ ૧ અમદાવાદવાળા શા. કરમચંદ હીરાચંદનું સં. ૧૭૮૪ માં પ્રતિમાજી ૧૫ છે.

પાસે આરસનું દેરૂ શ્રી અજમેરવાળા ધનરૂપ મલજીનુ તે મધે પ્રતિમા ૯ તથા શેઠ ને શેઠાણીછે.

પાસે દેરી ૧ મધે પ્રતિમાજી ૧ તથા પગલાં જોડ ૧૬.

પાસે છતરી મધે ચોમુખજીની પ્રતિમાજી ૪ તથા પગલાં જોડ ૪.

પાસે રાયણવૃક્ષ તળે પગલાં જોડ ૪૧ છે.

પાસે છતરી મધે ગણધર પગલાનાં પાદુકા જોડ ૧૪૫૨.

પાસે દહેરી ૧ મધ્યે પ્રતીમાજી ૧ તથા પગલાંજોડ ૯૬.

પાસે છતરી મધ્યે ચોમુખજી પ્રતિમાજી ૪

પાસે દેરી શ્રી પદ્મપ્રભુજીની પ્રતિમાજી ૧.

પાસે દેરી શ્રી સુમતીનાથજીની તથા પગલાં જોડ ૨.

પાસે દેરૂ શ્રી અજીતનાથજીનું અમદાવાદવાળા ભાગ્ય-શાલી કમલશી સૈનાનું સં. ૧૬૭૫ ની અંજનસલાકાની પ્રતિમાજી ૧૯ તથા દેવિની મુરતિ ૨ તથા ગૌતમસ્વામીની મુરતિ ૨.

દેરી ૧ શ્રી અજીતનાથજીની પ્રતિમાજી ૫ છે.

દેરી ૧ શ્રી પાર્શ્વનાથજીની સં. ૧૭૮૮ ની એ દે-રામાં પ્રતિમાજી ૩.

દેરી ૧ શ્રી સંભવનાથજીની સં. ૧૯૦૨ શા. માણેક-ચંદની તે દેરામાં પ્રતિમાજી ૩.

દેરી ૧ શ્રી અજીતનાથજીની એ દેરામાં પ્રતિમાજી ૭.

દેરી ૧ શ્રી ચંદ્રપ્રભુની સં. ૧૯૦૦ શ્રી લખનૌરવાળા શા. જીમલજી ચુનીલાલજીની તે મધ્યે પ્રતિમાજી ૨.

દેરી ૧ શ્રી સંભવનાથજીની તે મધ્યે પ્રતિમાજી ૫.

દેરી ૧ શ્રી શાંતિનાથજીની એ દેરામાં પ્રતિમાજી ૫ તથા પગલાં જોડ ૪.

દેરી ૧ શ્રી મહાવીરસ્વામીની એ દેરામાં પ્રતિમાજી ૫.

દેરી ૧ શ્રી આદીનાથજીની સં. ૧૮૯૯ તે મધ્યે પ્રતીમાજી ૩
દેરી ૧ શ્રી શાંતિનાથજીના દેરા પાસે શ્રી પદ્મપ્રભુજીનુ સં. ૧૮૯૦ ની સાલમાં પ્રતિમાજી ૩.

પાસે સમોશરણની છતરી મધ્યે ચોમુખજી પરતમા ૪.

## ખરતરવશી.

ચોમુખજીની ટુંકની બાહાર જતાં ડાબી તરફ દેરૂં ૧ મુકસિદાબાદવાળા બાબુ હરખચંદ ગુલેચાનું સં. ૧૮૯૩ માં મુલનાએકજી શ્રી સુમતીનાથજી વિગરે પ્રતિમાજી ૧૦.

એ દેરાની પાસે બાબુ પરતાપસીંગજી દુગડ શ્રી મુકસિદાબાદવાળાનું દેરૂં સં. ૧૮૯૨ ની સાલમાં મુલનાએકજી સંભવનાથજી તથા પડખે બે દેરી હાલમાં નવી બંધાવેલી બાબુ ધનપતસીંગજીની તે સરવેમાં પ્રતિમાજી ૮ તથા ધાતુની એકલવી પ્રતિમાજી ૨.

એ દેરા પાસે ઘઢને લગતું દેરૂં ૧ બાબુ ઈંદરચંદજી નાહાલચંદજી શ્રી મુકસિદાબાદવાળાનું સં ૧૮૯૧ ની સાલમાં મુલનાએકજી શ્રી આદીનાથજી વિગરે પ્રતિમાજી ૬.

એ દેરાના મોઢા આગળ દેરૂં ૧ કડીવાળા શા. હાલાનું સં. ૧૮૯૩ માં મુલનાએકજી શ્રી ચંદ્રપ્રભુજી એ દેરામાં પ્રતિમાજી ૧૫.

એ દેરા આગળ શેઠ નરસી નાથાનું દેરૂ સં ૧૯૦૩ માં મુલનાએકજી શ્રી ચંદ્રપ્રભુજી એ દેરામાં પ્રતિમાજી ૩૪ તથા ધાતુની પંચરતી ૧ તથા ધાતુની એકલવી ૨ તથા રૂપાનો સીધચક્ર ૧ તથા પગલાં જોડ ૩ તથા દેવિની મુરતિ ૩ તથા શેઠ શેઠાણી.

આગળ શ્રી મરૂદેવી માતાનું દેરૂ ૧ હાથીના સ્કંધ ઉપર બેઠાછે મરૂદેવી માતાજી તથા બીજી પરતમાજી ૧૪. એ સરવે મળી પ્રતિમાજી ૧૫.

આગળ દેરૂ ૧ શેઠ કેશવજી નાએકનું સં. ૧૯૨૧ માં અંજનસલાકા કરી મુલનાએકજી શ્રી અભીનંદન સ્વામી પધરાવ્યા છે. તથા પડખે બે ચોકીમાંના દેરીમાં તથા મેડા ઉપર ચોમુખજી વિગેરે પ્રતમાજી ૧૦૬ તથા ધાતુની પંચરતી ૩ તથા ધાતુની એકલવી ૧૨ તથા ધાતુના સિધચક્ર ૨ તથા દેવીની મુરતિ ૨ એ રીતે પ્રતિમાજી છે.

પાસે બીજી લાઇનમાં સંપ્રતિરાજાનું દેરૂ ૧ શ્રી શાંતિનાથજીનું એ દેરામાં પ્રતિમાજી ૧૬ તથા ધાતુની એકલવી ૧ તથા ધાતુની પંચરતી ૧૧ તથા પગલાં જોડ ૧.

સંપ્રતિરાજાના દેરાની પાસે રસ્તા ઉપર દેરી ૨ મધે પગલાં જોડ ૨.

શાંતિનાથજીના દેરા પુંઠે દેરૂ ૧ શ્રી કુંથુનાથજીનું દેરૂ

સં. ૧૮૮૭ માં ભાઈ હીંમતરામ તલકચંદ લુણીઆનુ તથા બહાર ગોખલામાં પ્રતિમાજી ૧ સરવે મળી ૮ પ્રતિમાજી છે. આગળ જતાં એજ ઓળમાં દેરૂ ૧ શ્રી અજીતનાથજીનું સં. ૧૮૮૮ માં શ્રી લખનોરવાળા કાલીકાદાસ ચુનીલાલનું એ દેરામાં પ્રતિમાજી ૯.

પડખે દેરૂ ૧ શ્રી ચંદ્રપ્રભુજીનું સં. ૧૮૮૫ ની સાલમાં બાબુ હરખચંદજી વીસરચંદજી દુગડ શ્રી મુકસિદાબાદવાળાનું એ દેરામાં પ્રતિમાજી ૭.

પાસે વેલુબાઈના ચોમુખજીનું દેરૂ સં. ૧૭૯૧ ની સાલમાં પરોણા પ્રતિમાજી ૪૪ છે.

ખડતરવશીની બાહાર અંગારસા પીરનું સ્થાનક છે.

શ્રી શેત્રુંજી નદી ઉપર શ્રી આદીનાથજીના પાદુકાની દેરી ૧ મધે પગલાં જોડ ૧ તથા ડુંગરે ચડતાં વચમાં કુંડ તથા વીસામો શ્રી રાધાણપુરવાલા મસાલીઆનો બંધાવેલો છે. શ્રી રોઇસાલાની પાગે તલાટીએ શ્રી આદીનાથના પાદુકા ૧ ની દેરી તથા ડુંગરે ચડતાં વચમાં કુંડ છે.

શ્રી ગેટીની પાગે નીચે આદરપર ગામ છે. ને તલાટીએ શ્રી આદીનાથજી વીગરે ચોવીસ તીર્થંકરના પાદુકાની દેરી ૧ તથા ડુંગરે ચડતાં વચમાં કુંડ. સેઠ. ભગુભાઇ પ્રેમચંદ અમદાવાદ વાળાએ સમરાવેલો તેની પાસે શ્રી આદીનાથજી

વીગરે ચોવીસ તીર્થંકરના પાંદુકાની દેરી છે તે બે દેરી મધે પગલાં જોડ. ૪૮

શ્રી સેત્રુંજા ડુંગરની છ ગાઉની પરદક્ષણામાં જતાં રામપોળની બારીમાંથી નીકળતાં જમણી તરફ જવાઅ છે. ત્યાં પ્રથમ દેવકીજીના છ પુત્ર કાઊસગીઆની દેરી આગળ કેડાના નુંધમાં લખેલી છે. આગળ જતાં ઉલકા જળનું સ્થાનક પાસે શ્રી આદીનાથજીનાં પાંદુકાની દહરી મધે પગલાંજોડ. ૧

ત્યાંથી આગળ જતાં શ્રી સાંતીનાથજી તથા શ્રી અજીતનાથજીના પાદુકાની બે દેહેરી તે મધે પગલાજોડ ૨ તથા પાસે સીધ સલ્લાછે. તથા ચંદન તલાવડીછે.

સામો આગળ જતાં ભાલવાનો ડુંગર જાંહા શ્રી ક્રશ્ન માહારાજના પુત્ર સામપ્રદ્રુમ. સાડીઆઠ કરોડ મુની સાથે ફાગણ સુદ ૧૩ ના દીને સીધીપદને વરાછે. તેની પાદુકાની દેરી મધે શ્રી આદીનાથ તથા સામ પ્રદ્રુમની પાદુકાછે. તથા પાસે કુંડ છે. શેઠ ભગુભાઇ પ્રેમચંદનો સમરાવેલો.

આગળ નીચે ઉતરતાં તલાટીએ સીધવડ છે તેની નીચે શ્રીઆદીનાથજીના પાદુકાની દેરી પાસે. પાણીની વાવછે જાંહાં જાત્રાલું લોકો ઉ.ારી ભાતુ વાવરી પાલીટાણે આવે છે.

શ્રી સેત્રુંજા ડુંગરની બારગાઉની પરદક્ષણા પાલીટાણાથી જતાં સેત્રુંજી નદી ઉતરી પરથમ ગામ પાંડેરીઉ પછી

ગામ ભંડારીઉ પછી ગામ સાહાને નેહલ્યા પછી ગામ બો-દાનોનેહ જે ગામ ૨ માંથી શ્રી કંદમગીરીનો ડુંગરે ચડાય છે. તે ડુંગર શ્રી કંદમ ગણધર ગઇ ચોવીસી એક કરોડ મુની સાથે સીધી વર્યા તેમના તથા શ્રી આદીનાથના પાદુકાની દેરી ૧ તથા નીચે તળાટીએ પાણીની વાવ છે તથા ધરમ-સાળા બાંધવા માટે સેઠ. આણંદજી કલ્યાણજી તરફથી જગા વેચાણ લીધી છે.

કદમગીરીથી ચોક ગામ જવાય છે. તેની પાસે શ્રી હસ્તીગીરીનો ડુંગરો છે. તે સેત્રુંજી નદી ઉતરીને ચડાય છે એ ડુંગર ઉપર ભરત ચક્રવરતી તાંહાથી એઓ આણસણ કરી દેવલોક પોહોતા છે. તાંહાં શ્રી આદીનાથના પાદુકાની દેહરી મધે પગલાજોડ ૧ ત્યાંથી નીચે ઊતરી શ્રી સેત્રંજાની પરદક્ષાણા દેતા પાલીતાણે અવાય છે.

પાલીટાણા પાસે ગેટી ગામ બે ગાઉ ઉપર છે તાંહા ઘર દેરાસર મધે ધાતુની પરતમાજી. ૧ તથા ધાતુના સીધચક્ર. ૧ છે.

પાલીટાણાથી દસગાઉ ઉપર છાપરી આલી ગામ શેઠ. આણંદજી કલ્યાણજીના કારખાનામાં જીવદયા ખાતે ભાવ-નગરના ઠાકોર સાહેબે ધરમાદામાં આપોછે. ત્યાં ખોડાઢોર રાખવામાં આવે છે. એ ઢોરોના રાખવા માટે છાપરીઓ

કરાવેલી છે. તથા ઉતારો તથા ફુલવાડી વીગરે મકાનો છે. પાસે નાહાની ડુંગરી ઉપર દેહરી શેઠ. લલુભાઇ પાનાચંદ અમદાવાદ વાળાની દીકરી બાઇ ગ્રેહેલીએ બંધાવીછે. તેમાં પ્રતમાજી ૧ પધરાવેલી છે.

---

# શ્રી સિદ્ધાચળના સ્તવન.

## ચૈતવંદન.

વીમળ કેવળ જ્ઞાન કમળા. કલીત ત્રિભુવન હીંતકરં: સુરરાજ સંસ્તુત ચરણ પંકજ નમો આદીજીનેશ્વરં ૧ વીમળગીરીવર શૃંગમંડણ. પ્રવર ગુણ ગણ ભુધરં સુરઅસુર કિન્નર કોડી સેવીત. નમો આદીજીનેશ્વરં. ૨ કરતી નાટિક કિન્નરી ગણ ગાઅ જીન ગુણ મનહરં. નિર્જરાવળી નમે અહનીસ નમો. ૩ પુંડરિક ગણપતિ સીદ્ધી સાધી. કોડી પાણ મુની મનહરં શ્રી વીમળ ગિરીવર શૃંગ સિધ્યા નમો. ૪ નિજ સાધ્ય સાધન સૂર મુનીવર કોડિનંત એ ગિરિવરં મુગતી રમણી વર્યાં રંગે. નમો. ૫ પાતાલ નર સૂર લોક માંહી વીમળગીરી વરતોપરં, નહિ અધિક તીરથ તીર્થં પતી કહે. નમો. ૬ ઈમ વીમલ ગિરીવર સીખર મંડણ, દુઃખ વિહંડાણ ધ્યાઇએ. નિજ સુદ્ધસત્તા સાધનાર્થં. પરમ જ્યોતિને

પાઇએ. જીત મોહ ક્રોહ વિછોહ નિંદ્રા, પરમપદ સ્થિત જયકરં. ગિરીરાજ સેવા કરણ તત્પર, પદ્મ વિજય સુ હિતકરં. નમો. ૭ ઇતિ.

---

વીરજી આવ્યારે વીમળા ચળકે મેદાન. સુરપતિ પાયારે સમોવસરણ મંડાણ. દેશના દેવે વીરજી શ્યામ, સેત્રુંજા મહીમા વરણવ્યો તામ. ભાખ્યા આઠ ઊપર સોનામ, તેહમાં ભાખ્યુ રે પુંડરગિરી અભિરામ, સોહમ ઇંદ્રરે તવ પુછે બહુ માન, કેમ થયું શ્વામીરે. ભાખો તાસ નીંદાન. વીરજી. ૧ પ્રભુજી ભાખે સાંભળ ઇંદ્ર, પ્રથમજ હુઆ રીખભજીનંદ, તેહના પુત્ર તે ભરત નરીંદ, ભરતના હુઆરે રીખભસેના પુંડરીક, રીખભજી પાસેરે દેશના સુણીત હકીક, દીક્ષા લીધીરે ત્રીપદી જ્ઞાન અધીક. વીરજી. ૨ ગણધર પદવી પામ્યા તામ, દ્વાદસાંગી ગુંથી અભીરામ, વીચરે મહીયળમાં ગુણ-ધામ, અનુક્રમે આવ્યારે શ્રી સિદ્ધાચળ ઠામ, મુનીવર કોડીરે પંચતણે પરીમાંણ, અણસણ કીધાંરે નીજ આતમને ઉદાંમ. વીરજી. ૩ ચૈત્રી પુનમ દીવસે એહ, પામ્યા કેવળ જ્ઞાન અ-છેહ, સીવસુખ વરીઆ અમારા દેહ, પુરણાનંદીરે અગુરૂ લઘુ અવગાહ, અજ અવિનાસીરે નીજ, ગુણ ભોગી અબાહ, નીજગુણ ધરતારે પરપુદ્ગલ નહીં ચાહ. વીરજી. ૪ તેણે

પ્રગટયું પુંડરીક ગીરી નામ, સાંભળો સોહમ દેવલોક શ્યામ. એહુનો મહિમા અતિમ ઊદામ, તેણે દીન કીજેરે તપ જપ પુજાને દાન, વ્રત વળી પોસહરે, જેહ કરે અતિદાંન, ફળતસ પાંમેરે પંચ ક્રોડ ગુણમાન. વીરજી. ૫ ભગત ભવ્ય જીવ જે હોય, પંચમે ભવ મુગતી લહે સોય, તેહમાં બાધક છે નહીં કોય, વ્યવહાર કેરીરે મધ્યમ ફળની એ વાત, ઉતકૃષ્ટ યોગેરે અંતર મુહુર્ત વિખ્યાત, શિવસુખ સાધેરે નીજ આતમ અવદાત. વીરજી. ૬ ચૈત્રી પુનમ મહિમા એહ, પુજા પંચ પ્રકારી વીસેખ, કીજે નહીં ઊણીમ કાંઇરેખ, એણીપેરે ભાખીરે જીનવર ઉત્તમ વાણ, સાંભળી બુઝયારે કેઇક ભવિ સુજાણ. એણીપેરે ગાયોરે પદ્મ વિજય સુ પરીમાણ. વીરજી. ૭

શ્રી સેત્રુંજય સિદ્ધ ખેત્ર, દીઠે દુરગતી વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તીરથનો રાય;
પુરવ નવાણુ રીખવ દેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો, કવીડ જક્ષ ભીરામ;
નાભીરાયા કુલ મંડણો, જીનવર કરૂ પરણામ. ૩

૩

આજ દેવ અરીહંત નમુ, સમરૂ તોરૂ નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જીન તણી, ત્યાં ત્યાં કરૂ પરણામ. ૧

સેત્રુંજે શ્રી આદિ દેવ, નેમ નમુ ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીનચોવીશી જોડ;
માણીમય મુરત માનસું, ભરતે ભરાવી શોય. ૩
સમેત શીખર તિરથ વડો, જ્યાં દિશે જીન પાય;
વૈભાર ગીરીવર ઉપરે, વીર જીનેશ્વર રાય. ૪
માંડવઘડનો રાજીઓ, નામે દેવ સુપાશ;
રીખવ કહે જીન સમરતાં, પોહોચે મનની આશ. ૫

૪

પદ્મ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવધીનાથ, દો ઉજ્જળ લહીએ. ૧
મલ્લીનાથને પારશ્વનાથ, દો નીલા નીરખા;
મુનીસુવ્રતને નેમનાથ, દો અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમાએ, એહવા જીન ચોવીશ;
ધીર વીમળ પંડિત તણો, જ્ઞાન વીમળ કહે શિશઃ ૩

૫

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાંતી તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧
દસ ભવ પાસ જીણંદને, સતાવીશ શ્રી વીર;
શેખ તીર્થંકર ત્રીહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨

જ્યાંથી સમકીત ફરસીયું, ત્યાંથી ગણીએ તેહ;
ધીર વીમળ પંડિત તણો, જ્ઞાન વીમળ ગુણ ગેહ. ૩

૬

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુ:ખ દોહંગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય;
સતાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોતર સય ગુણ મલીએ, એમ સમરો નવકાર ;
ધીર વિમળ પંડિત તણો, નય પ્રણમે નીત સાર. ૩

૭

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મનરે આણંદ;
ધન વેળા ધન તે ઘડી, નિરખુ પ્રભુ મુખ ચંદ. ૧
રિખભ અજીત સંભવ ભલા, અભીવંદન વંદુ;
સુમતી પદ્મ પ્રભુ જીનવરા, શ્રી સુપાસ જીનંદુ. ૨
ચંદ્રપ્રભુ સુવધી નમુ, શીતળ શ્રેયાંસ;
વાસપુજ્ય વિમળ પ્રભુ, અનંત ધર્મ જીણંદ. ૩
શાંતી કુંથુ અર જીનવરા, એ ત્રણ ચક્રી કહીજે;
મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નિમ નેમ જીણંદા. ૪
પારશ્વ વીર નિત વંદિએ, એવા જીનરે ચોવીસ;
જ્ઞાન વિમળસુરી પ્રણમતાં નિત, હોય જગીસ. ૫

# मंदिरस्वामीनां चैतवंदनो.

શ્રી શ્રીમંદીર વીતરાગ, ત્રીભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પીતા કુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સતકી, જેણે જાયો જયકારી;
વૃખભ લંછને વીરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચસેં દેહડીએ, સોહીંએ સોવન વાન;
કિરતી વીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન. ૩

૨

શ્રી શ્રી મંદીર જગ ધણી, આભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, હમને વંદાવો. ૧
સકળ ભકત તુમો ધણીએ, જો હોવે અપનાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, સીવરમણી વરશું. ૩
એ અળગો મુજને ઘણોએ, પુરો શ્રીમંદિર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો ગુણ ગેહ. ૪

૮

શ્રીમંદર પરમાતમા, શિવ સુખના દાતા;
પુખલ વૈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહે પુંડર ગીણી, નયરીએ સોહે;

શ્રી શ્રેયાંસ રાજા તીહાં, ભવીયણનાં મન મોહે. ૨
ચઉદ સુપન નિર્મળ લહી, સતકી રાણી માત;
કુંથુ અરજીન અંતરે, શ્રી મંદીરસ્વામી જાત. ૩
અનુક્રમે પ્રભુજી જન્મીયા, વળી યોવન આવે;
માત પિતા હરખે કરી, મુખમાણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનીસુવ્રત નમી અંતરે, દિક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ;
રીખભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા, મુનીવર એકસો ક્રોડ;
ત્રણ ભુવનમાં જોઇતાં, નહીં કોઈ એની જોડ. ૭
દસલાખ કહ્યા કેવળી. પ્રભુજીનો પરીવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ૮
ઉદય પેઢાણ જીનાંતરે, થાશે જીનવર સિધ;
જસ વિજય ગુરૂ પ્રાણમતાં, શુભ વાંછિત ફળ લિધ. ૯

---

# बीजनुं चैतवंदन.

દુવિધ ધર્મ જીણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧

દુવિધ ધ્યાન તુમ પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પરકાશ્યું સુમતિજીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ ભજીએ;
મુજપરે સીતલજિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દીને વાસુપુજ્ય પરે, લહો કેવળ નાંણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત નગ્રહીએ;
અરજીન બીજ દિને ચવી, ઇમ જન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવીશીએ, ઇમ જીન કલ્યાણ;
બીજ દિને કેઈ પાંમીયા, પ્રભુ નાંણ નિર્વાણ ૬.
એમ અનંત ચોવિશિએ, હુઆ બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાંણ. ૭

---

# ज्ञानपांचमनुं चैतवंदन.

ત્રીગડે બેઠા વીરજીન, ભાખે ભવિજન આગે;
ત્રકાળશ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે. ૧
આર હો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથી નિહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણી એણે સંસાર;

જ્ઞાન આરાધનથી લહ્યો, સિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહિત ક્રીયા કહી, કાંસ કુસુમ ઉપમાન;
લોકા લોક પ્રકાસકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની સાસો સાસમેં, કરે કર્મનો ખેહ;
પુર્વ કોડી વરસા લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધન ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચમાસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દ્રષ્ટી. ૭
એકાવનહી પંચનોએ, કાઉસગ લોગસ કેરો;
ઉજમણું કરો ભાવશું ટાળો ભવ ફેરો. ૮
ઇણી પેરે પંચમી આરાહીએએ, આણી ભાવ અપાર;
વંદન ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર. ૯

---

# अष्टमीनुं चैतवंदन.

મહાસુદી આઠિમને દિને, વિજ્યા સૂત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨

માધવ સુદિ આઠિમ દીને, આઠ કર્મ કર્યાં દુર;
અભિનંદન ચોથા પ્રભુ, પાંમ્યા સુખ ભરપુર. ૩
એહિજ આઠમ ઉજળી, જનમ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશેં કરી, નહવરાવે સુર ઈંદ્ર. ૪
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નેમી જનમ્યા જગ ભાંણ;
તીમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનો નીરવાંણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઊત્તમ પદ પદ્મને, શેવ્યાથી શીવ વાસ. ૭

---

# एकादशीनुं चैतवंदन.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મહસેન વન આયો. ૧
માધવ સીત એકાદશી, સોમલ દ્વીજ યજ્ઞ;
ઈંદ્ર ભુતી આદે મળ્યા, એકાદશ વિગ્ન. ૨
એકાદસસેં ચઊગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંસે હરીએ, એકાદસ ગણધાર;

વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અરમલ્લી પાસ, પર ચરણ વિલાશી;
રીખભ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિલાશી. ૫
પદ્મ પ્રભુ શીવ વાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ્ધ સઘળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહુ કાળનાં, ત્રણસે કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદસ પાઠાં;
પુંજણી ઠવણી વીટણી, મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવૃત છાંડવાએ, વહો પડીમા અગીઆર;
ખીમા વિજય જીનસાસને, સફળ કરો અવતાર. ૯

---

ચાલો ચાલો સિદ્ધાચલ જઇએરે, રીખભદેવ સુખકારીયાં.
ચાલો ચાલો૦
નાભીરાયા મરૂદેવીકો નંદન, હાંરે એતો જુગલા ધર્મ નિવા-
રીયાંરે. ચાલો ચાલો૦
આદિજીન ભેટ્યા સવી દુઃખ મેટાયા, હાંરે મેંતો પાપકર્મ સબ
ટાળીયાંરે. ચાલો ચાલો૦
રાયણ રૂખ સમો સર્યા સ્વામી, હાંરે એતો દેખી ભવીક મન
મોહીયાંરે. ચાલો ચાલો૦

જ્ઞાન ઊદ્યોત પ્રભુ કેવળ ધારી, હાંરે મેંતો ભકતી કરૂં એક તારીયાંરે. ચાલો ચાલો૦ ૫

---

## રાગ પ્રભાતિયાનો.

ચાલોમે પ્રિતમજી પ્યારા સીધાચળ જઇએ, સિધાચળ જઇએરે પ્યારા સેતરૂંજે જઇએ, ચાલોને. એ આંકણી. શું સંસારે રહ્યાછો મુંઝી, દીન દીન તન છીજે. આથ આભની છાયાં સરખી પોતાની કીજે, ચાલોને. જે કરવું તે પેહેલાં કીજે, કાલે સી વાતો, અણચીંતવ્યા આવી પડશે, સબળાની લાતો. ચાલોને. ચતુરાઇશું ચીતમાં ચેતી, હાથે તે સાથે, મરણ તણાં નીસાણજ મોટા ગાજેછે માથે, ચાલોને. માતા મરૂદેવીકો નંદન, નીરખી ભવ સફળો કીજે, દાન વીજય •સાહેબની સેવા. એ સબળી લીજે, ચાલોને. ઇતિ સંપુર્ણ.

---

બાપલડારે પાતીકડારે તમે શું કરશો હવે રહીને, શ્રી સિદ્ધાચલ નયણે નિરખી. દૂર જાવો તુમે વહીનેરે. બાપલડારે. આદી અનાદિ લગે તુમ સાથે. પ્રીત ધરી નિર વહીને. આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શીખવીયું •મનનેરે. બાપલડારે. ૧ દુષમ કાળે ઇંણે ભરતે, મુક્તિ નહીં સંઘેણને; પણ તુજ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપર ઝમ લોહનેરે બાપલડારે. ૨

બાઝય અભ્યંતર શતરૂ ફેરો, ભયન હોવે મુજ મનનેરે; સેવક સુખીયો સુજસ વીલાસી, તે મહીમા પ્રભુ તુજનેરે. બાપલડારે. ૩ સુધ્ધ સોહાસણ, ચુરણ આપ્યું મીથ્યા પાક શોધ્ધણને; આતમ ભાવ થયો તબ નીરમળ, આણંદ તુંજ ભજનનેરે. બાપલડારે. ૪ નામ મંત્ર તુમારો સાધ્યો, તે થયો જગ મોહનને, તુજ મૂખ મુંદ્રા દેખી હરખું, જીમ ચાતુક જળધરનેરે. બાપલડારે. ૫ અખય નિધાન તુજ સમકીત પાંમી, કોણ વંછે ચળધનરે; સમકીત સુધારસ કંચોળે, સીંચો સેવક તનનેરે. બાપલડારે. ૬ તુમ વિના અવરદેવ ન જાચું, ફરી ફરી આ મનને, જ્ઞાન વિમળ કહે ભવજળ તારો, સેવક બાંહી ગ્રહીને. બાપલડારે પાતીકડારે તમે સું કરશો હવે રહીને. ઇતિસંપુર્ણ.

---

## ધન ધન તે દીન માહરો, જ્યાં કીધાં ધર્મ. એ દેશી.

તે દીન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચળ જાશું; રીષભજીણંદ જુહારીને, સૂરજ કુંડમાં નાહાશું. ૧ સમોવસરણમાં બેશીને, જીનવરની વાણી, સાંભળશું સાચે મને, પરમારથ જાણી. તે દીન. ૨ સમકીત વ્રત સુધારીને, સદ્દગુરૂને વંદી; પાપ સર્વે આલોવીએ, નીજ આતમ નંદી. તે દીન. ૩ પડીક્કમણાં દોય ટંકના, કરસું મન કોડે; વિષય વાસ વીસારીને, તપ કરશું કોડે. તે દીન. ૪ વાહાલાને વયરી વિચ્ચે, નવી કરવો વેહે;

પરના અવગુણ દેખીને, નવી કરવો ચેહેરો. તે દીન. ૫ ધર્મ સ્થાનક ધન વાવરો, છકાયને હેતે; પંચમહાવ્રત લઈને, પાળશું મન પ્રીતે. તેદીન.૬ કાયા માયા મેહેલીને, જીમ પરિસહ સેહંશું, સુખ દુઃખ સઘળા વિસારીને, સમભાવે રહેશું. તે દીન ક્યારે આવશે. ૭ અરિહંત દેવને ઓળખી, ગુણ તેહના ગાશું; ઉદય રતન ઈમ વિનવે, ક્યારે નીર્મળ થાશું, તે દીન ક્યારે આવશે. સંપુર્ણ. ભુલ ચુક મીછામી દોકડં.

---

## સેલુગર તું શીદને આવે. એ દેશી.

આવો ગિરી સીદ્ધાચળ જઈએ. પાપહરી નિરમળ થઈએ. કુમતિ કદા ગૃહનેતજીએ આવો. ૧ તારણ તીરથ દો કહીએ, થાવર જંગમને લહીએ, લોકોત્તરને નિત્યં ભજીએ. આવો. ૨ ૫૬ અલવાણે પાગ ચઢીએ, પીંડ ઘણો લાભે ભરીએ, સિદ્ધ અનંતા કાંકરીએ. આવો. ૩ સોના રૂપાને ફુલે, મુગતાફળ અમુલક મુલે, પુજીને નામ નહીં ભુલે. આવો. ૪ ચડીયે ગિરીવર અનુક્રમીએ, અંતરધ્યાન રસે રમીએ, મરૂદેવા નંદનને નમીએ. આવો. ૫ રાયણ હેઠળ જિનરાયા, પૂર્વ નવાણું ઈહાં આવ્યા, લળીલળી તસ પ્રણમું પાયા. આવો. ૬ સુરજ કુડમાં જળે નાહાશું, પેરણ ક્ષીરોદક આછું, આંગી રચી જીનગુણ ગાશું. આવો. ૭ તીરથ દરસને ફરીએ,

જોગ ઉપાધિ દૂરે કરીએ, લાભ અનંતો એણે ગીરીયે. આવો.
૮ ગામ બગોદરેથી આવે, સંઘવી સંઘવણ મનભાવે, જીન-
ગુણ માળા કંઠે ઠાવે. આવો. ૯ ઓગણીશ બીલોત્તર પરષે.
ઉજ્જલ પોસની છઠ દિવસે, જીનવર ભેટી મન ઉલસે. આવો.
૧૦ દેવકી નંદન અનુસરીએ, ઉલખાડોલે જલ ભરીએ,
સિદ્ધ શિલા કાઉસગ ધરીયે. આવો. ૧૧ ભાવે ડુંગર ચિત
લાયા, સિદ્ધવડની શીતલ છાયા, જાણું માવડલી માયા. આવો.
૧૨ વિમળાચળ ફરસે પ્રાણી, જીવ ભવિક હોવે નાણી,
રીખભ કહે વરે શિવરાણી. આવો ગીરી સીદ્ધાચળ જઈએ. ૧૩
સંપુર્ણ.

---

## ગરબાની દેશી.

શ્રી સિદ્ધાચળ મંડણ સ્વામીરે, જગજીવન અંતર જા-
મીરે. એતો પ્રણમું હું શીરનામી. જાત્રીડા જાત્રા નવાણું
કરીયેરે. કરીયે તો ભવજળ તરિયે. જાત્રીડા જાત્રા. ૧ શ્રી
રીષભ જીનેશ્વર રાયારે, જિહાં પુર્વ નવાણું આવ્યારે, પ્રભુ
સમોવસર્યા સુખ દાયા. જાત્રીડા. ૨ ચૈત્રી પુનમ વખાણુરે,
પાંચ કોડી પુંડરીક જાણુરે, જે પામ્યા પદ નિરવાણુંરે જાત્રીડા.
૩ નમિ વિનમિ રાજા સુખ સાતેરે, બે કોડી સાધુ સંઘાતેરે,
એતો પોહોતા પદ લોકાંતે, જાત્રીડા. ૪ કારતીક પૂનમે ક-

રમને તોડીરે, જિંહા સિધ્યા મુની દશ કોડીરે, તંતો વંદુ બે કરજોડી. જાત્રીડા. ૫ એમ ભરતેસરને પાટેરે, અસંખ્યાતા મુની વાટેરે, પામ્યા મુગતિ રમણીએ વાટે. જાત્રીડા. ૬ દોય સહસ મુનિ પરીવારરે, થાવચ્ચા સુત સુખકારરે, શત પંચે સેલિંગ આણગાર. જાત્રીડા. ૭ વળી દેવકી સુત સુજગીસરે, સિધ્યા બહુ જાદવ વેશરે, તે પ્રણમોરે મન હંસ. જાત્રીડા. ૮ પાંચે પાડવ એણે ગિરી આવ્યારે, સિધ્યા નવ નારદ ઋષિ રાયારે, વળી સાંમ પ્રદ્યુમ્ન કહાયા. જાત્રીડા. ૯ એ તીરથ મહિમાવંતરે, જિહાં સિધ્યા સાધુ અનંતરે, ઇમ ભાખે શ્રી ભગવંત. જાત્રીડા ૧૦ ઉજ્જવળ ગિરી સમો નહીં કોયરે, તીરથ સઘળા મેં જોયરે, જે ફરસ્યાં પાપ નહોય. જાત્રીડા. ૧૧ એકલ આહારી સચીત પરી હારીરે, પદ ચારીને ભૂમી સંથારીરે, સુદ્ધ સમકીત ને બ્રહ્મચારી જાત્રીડા. ૧૨ એમ છહરી જે નર પાળેરે, બહુદાન સુપાત્રે આલેરે, તે જનમ મરણ ભય ટાળે. જાત્રીડા. ૧૩ ધન્ય ધન્ય તે નર નારીરે, ભેટે વિમળાચળ એક તારીરે, જાઊં જેહની હું બલિહારી જાત્રીડા. ૧૪ શ્રી જિનચંદ્રસુરી સુપસાયરે, જિન હર્ષ હોય ઉચ્છાયેરે, વિમળાચળ ગુણ ગાયે. જાત્રીડા જાત્રા નવાણું કરીએરે. ૧૫ ભુલચુક મીછામી દોકડં.

---

# મોહોટાં સ્તવનો.

# श्री सिद्धाचळनां स्तवनो.

## દોહરા.

એકેકુ ડગલું ભરે, સેત્રુંજા સામો જેહ;
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ક્રુપાવે તેહ. ૧
સેત્રુંજા સમો તીરથ નહી, રીખવ સમો નહી દેવ ;
ગૌતમ સરખા ગુરૂ નહી, વળી વળી વંદુ તેહ. ૨
સીધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
સેત્રુંજે નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
સેત્રુંજી નદીમાં નાઇને, મુખ બાંધી મુકોશ;
દેવ જુગાધી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, સેતરૂંજે ગીરનાર;
એક ઘડ રીખવ સમોસરયા, એક ઘડ નેમ કુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધી વરયા, ગ્રહી મુની લીંગ અનંત;
આગે અનંતા શીધસે, પુજો ભવી ભગવંત. ૭
સેતરૂંજય ગીરી મંડણો, મારૂ દેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

---

## स्तवन. १

આખડીએરે મેં આજ સેતરૂંજો દીઠોરે,
સવાલાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયોરેમારામનનો ઉમાહ્યો,વાલામારાભવનો સંશય ભાંગ્યોરે
નરક ત્રીજંચ ગતી દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે.
સેતરૂંજો દીઠોરે. એ આંકણી.
માનવ ભવનો લાહો લીજે, વા દેહડી પાવન કીજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દિજેરે સેતરૂંજો૦ ૨
દુધડે પખાળીને કેસર ઘોળી, વા શ્રી આદેશર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાશી ધુજ્યારે. સેતરૂંજો૦ ૩
શ્રી મુખ સુધરમા સુરપતી આગે, વા. વીરજીણંદ એમ બોલેરે;
ત્રણ્ય ભુવનમાં તિરથ મોટું, નહીં કોઇ સેત્રુંજા તોલેરે. સે૦ ૪
ઈંદ્ર સરીખા એ તિરથની, વા. ચાકરી ચિત્તમાં ચાહેરે;
કાયાની તો કાહ્યર કાઢી, સુરજ કુંડમાં નાહ્યારે. સેત્રુંજો૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધ ખેત્રે, વા. સાધુ અનંતા સિધારે;
તે માટે એ તિરથ મ્હોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સે૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા. મેહ અમીરસ વુઠયારે;
ઉદય રતન કહે આજ મારે પોતે, શ્રીઆદેસર તુઠયારે. સે૦ ૭

## स्तवन. २

મારૂ મન મોહ્યુંરે શ્રી સીધાચળરે,
મારૂ મન મોહ્યુંરે શ્રી વીમળાચળેરે;
દેખીને હરખીત હોય, વિધીશું કિજેરે જાત્રા એહનીરે;
ભવ ભવના દુઃખ જાય. મારૂ૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમો તિરથ ન કોય;
મોટો મહીમારે જગમાં એહનોરે, આ ભરતે અહીઆં જોય. મારૂ૦
એ ગીરી આવ્યારે જીનવર ગણધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગીરી ફરસતાંરે, હોવે કરમની સાંત. મારૂ૦ ૩
જન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તિરથ એ સ્તંભ;
સુરીનર કીંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટા રંગ. મારૂ૦ ૪
ધન ધન દહાંડોરે ધન વેળા ઘડીરે, ધરીએ રૂદય મોઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવેરે પાર. મારૂ૦ ૫

---

## स्तवन. ३

સેલુગર તું સીદને આવ્યો. એ દેશી.

આવો ગેરી સીધાચલ જઇએ, પાપ હરી નીરમલ થઇએ;
કુમતી કદાગ્રને તજીએ, આવો ગેરી સીધા ચલ જઇએ. ૧
તારણ તીરથ દો કહીએ, થાવર જંગમને લહીએ;

લોકોતરને નીત ભજીએ, આવો૦ ૨

પરમપદ અલવાણે પય ચરીએ, પુન્ય ઘણું લાભે ભરીએ;
સીધ્ધ અનંતા કાંકરીએ. આવો૦ ૩

સોના રૂપાને ફુલે, મુગતાફલ અમુલખ મુલે;
પુજીને નામ નહી ભુલે. આવો૦ ૪

ચઢિએ ગેરીવર અનુક્રમે, અંતર ધ્યાન રશે રમીએ;
મારૂદેવા નંદને નમીએ. આવો૦ ૫

રાયણ હેઠલ જીનરાયા, પુરવનવાણુ ઇયાં આયા;
લળી લળી તસ પ્રણમું પાયા, આવો૦ ૬

સુરજ કુંડમાં જળે નાહાસું પેરણ ખીરોદક આછું;
આંગી રચી જીન ગુણ ગાશું, આવો૦ ૭

તીરથ દરશને ફરીએ, જોગ ઊપાધી દુરે કરીએ;
લાભ અંનતો એણે ગેરીએ. આવો૦ ૮

ગામ બગોદરેથી આવે, સંઘવી સંઘવણ મન ભાવે;
જીન ગુણ માળા કંઠે ઠાવે. આવો૦ ૯

ઓગણીસે બીલોતેર વરશે, ઉજલ પોસની છઠ દીવશે;
જીનવર ભેટી મન ઉલસે. આવો૦ ૧૦

દેવકી નંદન અનુસરીએ, ઉલખા ઝોળે જલ ભરીએ,
સીધ સલા કાઉસગ ધરીએ. આવો૦ ૧૧

ભાવે ડુંગર ચીત લાયા, સીવ ઘડની શીતલ છાયા.

જાણું માવડલી માયા, આવો૦ ૧૨
વીમલાચલ ફરસે પ્રાણી, જીવ ભવીક હોવે નાણી;
રીખભ કહે વરે સીવરાણી, આવો૦ ૧૩

---

## स्तवन. ૪

વીમલચલ વિમલા પ્રાણી, સીતલ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાંણી, કહે ઇદ્ર સુણો ઈંદ્રાણી, સ્નેહીશાંત.
ચઉદ ખેત્રમાં તીરથ નહી એવો સનેહી સંત એ ગેરી સેવો.
ખતરી પાળી ઉલસીએ, છઠ આઠમ કાયા કશીએ;
મોહમલના સામા ધશીએ, વીમલાચલ વેગે વશીએ, સ૦ચ૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તે હીમગેરી હેઠા હરીએ;
પાખલ પંરદક્ષાણા ફરીએ, ભવજલથી હેલા તરીએ સ૦ચ૦
સીવ મંદર ચડવા કાજે, સો પાનની પાંતી બીરાજે;
ચડતાં સમકીર્તી છાજે, દુર ભવીઆ અભવ્ય તો લાજે. સ૦ચ૦
પાંડવં પમુહ; કંઇ સંતા, આદેશર ધ્યાન ધરંતા;
પરમાત્તમ ભાવ ભંજતા સીધાચળ શીધ અંનંતા સ૦ ચ૦
ખટમાસી ધ્યાન ધરાવે, સુક રાજન રાજ તે પાવે;
બહીરંતર શતરૂં હંરાવે, સેતરૂંજો નામ ધરાવે; સ૦ ચ૦ ૬
પ્રાણી ધ્યાને ભજો ગેરી જાચો, તીર્થંકર નામ નહી કાચો;

મોહરાયને લાગે તમાચો, સુભ વીર વીમલગીરી સાચો.
સ્નેહી શંત એ ગેરી શેવો સ૦ ચ૦ ૭

---

## स्तवन. ૯

આવો સખી સિધાચળ જઇએ, ગેરીવર ભેટી સુખ લહીએ;
જો જીન આણા શું રહીએ, આવો સખી સિધાચળજઇએ૧.
સિધ્ધ અનંતાનો ઠામ, એવી જીનવરની વાણ;
જાણે આગમના જાણ. આવો૦ ૨
એ ગેરીના ગુણ કહું કેતા, પાર ન પામે કેવળી લેતાં;
કોડ પુરવ દેશનાં લેતાં, આવો૦ ૩
સંઘવી પ્રેરાશા આવે, રાજનગરનો સઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે, આવો૦ ૪
જાત્રા નવાણું કરો ભાવે, એવો અવસર ફરી નાવે;
આતમ શીવપુરમાં જાવે, આવો૦ ૫
જાત્રાની હુંશો છે ભારી, લાગીં અનુભવની તાળી;
ગેરીવર દરિશન બલીહારી. આવો૦ ૬
અઢારસે સત્યાશી વરશે, ગેરી ગુણ ગાયા મન હરખે;
માણી ઉધોત ગેરી ગુણ ગણશે. આવો૦ ૭

---

## स्तवन. ६

શીરે સિધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવદેવ પુજા કરી, લીજે ભવ તણો લાહો. શીરે ૧
મણીમય મુરત શ્રી રીખભની, તેની પાએ અભીરાંમ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨
નેમ વીના તેવીસ પ્રભુ, આવ્યા સીધક્ષેત્ર જાણી;
સેત્રુંજા સમો તીરથ નહી, બોલ્યા શ્રીમંદીર વાણી. શીરે૦ ૩
પુરવ નવાણું સમોસર્યા, સ્વામી રીખભ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શીરે૦ ૪
પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગેરી પામ્યો;
કાંતી વીજય હરખે કરી, શ્રિ સીધાચળ ગાયો. શીરે૦ ૫

---

## स्तवन. ७

સીધાચળ ગેરી ભેટયારે ધન્ય ભાગ્ય અમારાં. આંકણી
એ ગીરીવરનો મેંમા મોટો, કેહેતાં ન આવે પારો;
રાઅણ રીખભ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારારે. ધન ૧
મુળ નાયક શ્રી આદીજીનેશ્વર, ચોમખ પ્રતીમા ચારા;
અષ્ટ ધરવસું પુજો ભાવે, સમકીત મુલ આધારેરાં. ધન૦ સિ૦
ભાવ ભગતશું પ્રભુ ગુણ ગાતાં, આપના જનમ સુધારા;

જાત્રા કરી ભવિજન શુભ ભાવે,નરગતી દુરગતી વારોરે. ધ૦સિ૦
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉધારોને વિરૂધ તમારો, એ તીરથ જગ સારારે ધ૦સિ૦
અઢાર સંવત ત્યાસી માસ અશાડા, વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણે પરતાપકે સંઘમાં, ખેમા રતન પ્રભુ પ્યારારે. ધ૦

---

## स्तवन. ૮

કુવર ગંભેરો નજરે દેખતાંજી. એ દેશી

સમકીત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દુરરે;
મોહન મરૂદેવીના લાડણોજી, દીઠો મીઠો આનંદ પુરરે. સમ૦
આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા કોડી હીંણરે;
સ્થીતી પ્રઢમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોધર લીધરે. સમ૦
ભુંગલ ભાગી આધ કખાયનીજી, મીથ્યાત મોહની સાંકલ સાથરે
બાર ઉઘાડયાં શમ શંવેગનાજી, અનુભવ ભવને બેઠો નાથરે સ૦
તોરણ બાંધ્યુ જીવ દયા તણુંજી, સાથીયા પુરા સરધા રૂપરે;
ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગલ અનુપરે. સ
સંવર પાણી અંગ પખાલણેજી, કેસર પદન ઉતમ ધ્યાનરે;
આતમ ગુણ રૂચી મ્રગમદ મહમહેજી, પંચાચાર કુસમ પ્રધાનરે સ
ભાવ પુજાએ પાવન આતમાજી, પુજો પરમેશ્વ પુન્ય પવીત્રરે;
કારણ જોગે કારજ નીપજેજી, ખીમા વીજ્યજીન આગમરીતેરે સ

## स्तवन. ९

સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ, લેઇ ચાલ લેઇ ચાલરે
સ્વામીજી મુજને સિધાચળ લેઇ ચાલ.
વીલંબ ન કશી કરોરે વાલમા કોણે દીઠીછે કાલરે સ્વા૦ સિ૦
ઘોઘા બંદર જઇ કરીરે, વાલમા મળીઆ સૈયર કેરો સાથરે સ્વા૦
પાલીતાણો નગરે જઇ કરીરે, વાલમા સફળ થઇ મુજ આશરે સ્વા૦
ગેરી દેખી લોચન ઠરયાંરેવાલમા, સફળ થયો અવતારરે સ્વા૦
ઊચાં દેરાં આદીનાથનાંરે વાલમા, ઊગમણાં દરબારરે સ્વા૦ ૫
સુરજ કુંડમાં નાહી કરીરે વાલમા, પેહેરવાં જાદવ ચીરરે સ્વા૦
કેશર ચંદન ઘશી ઘણાંરે વાલમા પુજવા આદી જીણંદરે સ્વા૦ ૭
સુરનર જન શેવા કરેરે વાલમા ચમર ઢાળે ઈંદ્રરે સ્વા૦ ૮
કેડે કંદોરા હીમનારે વાલમા કઠે નવસર હારરે સ્વા૦ ૯
બાંહે બાજુ બંધ બેરખારે વારમા લીલાવટ તીલક જડાબરે સ્વા૦
મુસ્તક મુગટ હીરે જડયોરે વાલમા કાને કુંડળ સારરે સ્વા૦ ૧૧
કીરતી વીજય ઉવજાયનોરે વાલમા હોજો મંગળ માળરે સ્વા૦૧૨

---

## स्तवन. १०

મનના મનોરથ સવી ફળ્યારે, સીધ્યા વંછીત કાજ પુજો૦
માય એ તીરથ સાસ્વતોરે. ભવજલ તારવા જાજ. પુજો૦ ૧

મણી માણેક મુગતાફળેરે, રજત કનકનાં ફુલ પુજો૦
કેસર ચંદન ઘશી ઘણાંરે, બીજી વસ્તુ અમુલ પુજો૦ ૨
છઠે અંગે દાખીઓરે, આઠમે અંગે ભાખ; પુજો૦
સારાવલી પયને વરણવ્યોરે, એ આ ગામની સાખ પુજો૦ ૩
વીમળ કરે ભવી લોકને એ તેને વીમળાચલ જાણ પુજો૦
સુરનર કૃત એમ જાણીએ, ઉતમ એકવીસ નામ પુજો૦ ૫
પુંડરીક ગણધરથી થયોએ, પુડરીક ગેરી ગુણ ધાય. પુજો૦
સુક રાજાથી વિસ્તર્યોએ, સેત્રુંજય ગુણ ખાણ. પુજો૦ ૪
એ ગેરીવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કેહેવાય પુજો૦
જાણે પણ કહી નહી શકેએ, મુંગે ઘુડને ન્યાય, પુજો૦ ૬
એગેરીવર પરશાન નવી કર્યોએ, તે રહ્યો ગરભાવાસ, પુજો૦
નવમ દર્સન ફરશાન કરયોએ, પુરે મનની આશ; પુજો૦ ૭
આજ મહોદય એ લહ્યોએ, પામ્યો પ્રમોદ રસાળ; પુજો૦
મણી ઉદ્યોત ગેરી સ્વસ્વતોએ, ઘેર ઘેર મંગળ માળ. પુજો૦ ૮

---

## શ્રી તીર્થમાળાનું સ્તવન.

સેત્રૂંજે રીખભ સમોસરયા, ભલા ગુણ ભરયારે;
સીધ્યા સાધુ અનંત તીરથ તે નમુરે.
ત્રન કલ્યાંણક તીહાં થયાં, મુગતે ગયારે;
નેમીસર ગીરનાર તીરથ૦ ૧

અષ્ટાપદ એક દેહરો, ગીરી શેહરોરે;
ભરતે ભરાવ્યા બીંબ. તીરથ૦ ૨
આબુ ચોમુખ અતિ ભલો, ત્રીભુવન તીલોરે;
વીમલ વસે વસ્તુપાલ તીરથ૦ ૩
સમેત સીખર સોહામણો, રળીયામણોરે;
સિધ્યા તીર્થંકર વીસ. તીરથ૦
નયરી ચંપા નીરખીએ, હઇડે હરખીએરે;
સીધ્યા શ્રી વાસુપૂજ્ય. તીરર૦ ૩
પુરવ દીશે પાવાપુરી, રીધી ભરીરે;
મુગતિ ગયા મહાવીર. તીરથ૦
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએરે;
અરીહંત બીંબ અનેક. તીરથ૦ ૪
વીકાનેરજ વંદીએ, ચીર નંદીઅરે;
અરીહત દેરાં આઠ. તીરથ૦
સોરીસરો સંખેશ્વરો, પંચાસરોરે;
ફલોધી થંભણ પાસ. તીરથ૦
અંતરીક અજાવરો, અમીઝરોરે;
છરાવલો જગનાથ. તીરથ૦
ત્રિલોકય દિપક દેહરો, જાત્રા કરોરે;
રાંણ પુરે રિસહસ. તીરથ૦ ૬

નાકુલાઇ જાદવો, ગોડીસ્તવોરે;
શ્રીવરકાંણો પાસ. તીરથ૦
નંદીશ્વનાં દેહરાં, બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર, તીરથ૦ ૭
શાસ્વતી અશાસ્વતી, પ્રતીમા છતીરે;
સ્વર્ગ મ્રત્યુ પાતાલ. તીરથ૦
તીરથ જાત્રા ફલ તીહાં, હોજ્યો મુજ ઇહાંરે;
સમય સુંદર કહે એમ, તીરથ તે નમુરે. ૮

---

# અષ્ટાપદજીનું સ્તવન.

કુંઅર ગભારો નજરે દેખતાંજી. એ દેશી.

ચઉઆઠ દસ દોય વંદીએજી, વરતમાન જગદીશરે;
અષ્ટાપદ ગીરી ઉપરેજી, નમતાં વાધે જગીશરે. ચઉ. ૧
ભરત ભરતપતી જીન મુખેજી, ઉચરીયાં વ્રત બારરે;
દર્શન શુદ્ધિને કારણેજી, ચોવીસ પ્રભુનો વીહારરે. ચઉ. ૨
ઊંચપણે કોસ તીગ કહ્યુંજી, યોજન એક વિસ્તારરે;
નિજનિજમાંન પ્રમાણ ભરાવીયાજી, બીંબસ્વ પરઉગારરે ચઉ. ૩
અજીતાદીક ચઉદા હીણેજી, પશ્ચિમે પઉમાઇ આઠરે;
અનંત આદે દસ ઊતરેજી, પુરવે રીખભ વીર પાઠરે. ચઉ. ૪

રીખભ અજીત પુરવે રહ્યાજી, એ પણ આગમ પાઠરે;
આત્મશક્તિ કરે જાત્રાજી, તે ભવ મુક્તિ વરે હણી આઠરે. ચઉ. ૫
દેખો અચંબો શ્રી સિદ્ધાચળજી, હુઆ અસંખ્ય ઉધારરે;
આજદીન પણ એણે ગીરીજી, ઝગમગ ચૈત ઉધારરે. ચઉ. ૬
રહેશે ઉત્સરપીણી લગેજી, દેવ મહીમા ગુણદાખીરે;
પીંહનીસધાદીક થીર પણેજી, વસુદેવ હીંડની સાખરે. ચઉ. ૭
કેવળી જીન મુખમે સુણ્યુંજી, એણે વીધે પાઠ પઠાયરે;
શ્રી શુભ વીર વચન રેશેજી, ગાયા રીખભ શીવ ઠાયરે. ચઉ. ૮

---

## आबुजीनुं स्तवन.

કોયલો પરવત ધુંધલોરે એ દેશી.

આબુ અચલ રળીઆમણોરે, લોલ, દેલવાડે મનોહાર સુખકારીરે.
વાદલીએ જેસર ઘસ્યુરે લોલ, દેવલ દીપે ચ્યાર બલીહારીરે;
ભાવ ધરીને ભેટીએરે લોલ. આંકણી.
બાર પાદશાહ વશ કરીરે લોલ, વીમળ મંત્રીસર સાર. સુ.
તેણે પ્રસાદ નીપાઇઓરે લોલ, રીખમ જગદાધાર. બ. આ.
તેહ ચૈત્યમાં જીનવરૂરે લોલ, આઠસેંને છોતેર સુખકારી.
જેહ દીઠે પ્રભુ સાંભરેરેલોલ, મોહ કર્યો જીણે જેર. બ. આ. ૬
દ્રવ્ય ભરી ધરતી મવીરે લોલ, લીધો દેવલ કાજ સુ.

ચૈત તીહાં મંડાવીઉરે લોલ, લેવા શીવપુર રાજ બ. આ. ૪
પંદરસેં કારીગરેરે લોલ, દેવી ધરા પ્રત્યેક સુ.
તેમ મરદન કારક વળીરે લોલ, વસ્તુપાલએ વીવેક બ. આ. ૫
કોરણી વોરણી તીહાં કરીરે લોલ, દીઠાં બને તે વાત. સુ.
પણ નવી જાયે મુખે કહીરે લોલ, સુર ગુરૂસમ વિખ્યાતબ.આ. ૬
ત્રણે વરસે નીપન્યોરે લોલ, તે પ્રસાદ ઉતંગ. સુ.
બારકોડી તેપનલક્ષનેરે લોલ, ખરચ્યા દ્રવ્ય ઉત્છરંગ બ.આ. ૭
દેરાંણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય સુ.
લાખઅઢાર ખરચીયારે લોલ, ધનધન એહની માય બ. આ.૮
મુલનાયક નેમી સરૂરે લોલ, જનમ્ થકી બ્રમ ચાર. સુ.
નીજ સતા રમણી થયારે લોલ, ગુણ અનંત આધાર.બ.આ. ૯
ચ્યારસેંને અડસઠ ભલારે લોલ, જીનવર બીંબ વિશાળ. સુ.
આજ ભલે મેં ભેટીઆરે લોલ, પાપગયાં પાતાળ. બ. આ.૧૦
રીખભ ધાતુ મયી દેહરેરે લોલ, એકસો પીસતાળીસબીંબ. સુ.
ચોમુખ ચૈત્ય જુહારીએરેલોલ,મરૂધરમાં જિમ અંબબ.આ. ૧૧
બાણુ કાઉસગીઆ તેહમાંરે લોલ, અગન્યાશી જીનરાય. સુ.
અચલગઢે બહુ જીનવરારે લોલ, વંદુ તેહના પાય. બા.આ. ૧૨
ધાતુમયી પરમેસરૂરે લોલ, અદભુત જાસ સ્વરૂપ સુ.
ચઉમુખ જીન વદતાંરે લોલ, થાએ નીજગુણ ભુપ. બ. આ. ૧૩
અઢારસેને અઢારમાંરે લોલ, ચઇતિરવથી ત્રીજ દીન. સુ.

પાલણપુરના સંઘશુરે લાલ, પ્રણમી થયો ધનધન બ. આ. ૧૪
તેમ શાંતિ જગદીસરૂરે લાલ, જાત્રા કરી અદભુત. સુ.
જે દેખી જીન સાંભરેરે લાલ, સેવ કરે પુરહુત. બ. આ. ૧૫
ઇમ જાણી આબુતણીરે લાલ, જાત્રા કરશે જેહ. સુ.
જીન ઉત્તમ પદ પામશેરે લાલ, પદ્મવિજય કહે તેહ. બ. આ. ૧૬

---

# राणकपूरनुं स्तवन.

શ્રીરાણપુર રળીઆમણુરે લાલ, શ્રીઆદીસર દેવ મન મોહ્યુંરે;
ઉત્તંગ તોરણ દેહેરૂરે લાલ, નીરખીજે નીત્ય મેવ. મન. શ્રી. ૧
ચઉવીસ મંડપ ચઉદીસેરે લાલ, ચઉમુખ પ્રતિમા ચાર. મન૦
ત્રીભુવન દીપક દેહરૂરે લાલ, સમોવડ નહી સંસાર. મન. શ્રી. ૨
દેહરી ચઉરાશી દીપતીરે લાલ, માંડયો અષ્ટાપદ મેર. મન૦
ભલે જુહારયાં ભુંઇરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મન. શ્રી. ૩
દેશ જાણી સો દેહરાંરે લાલ, મોટો દેશ મેવાડ. મન૦
લાખ નવાંણું લગાવીયારે લાલ, ધનધરણે પોરવાડ. મન. શ્રી. ૪
ખરતર વસહી ખાંતશુરે લાલ, નીરખતાં સુખ થાય. મન૦
પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાતીક જાય. મન. શ્રી. ૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આણંદ. મન૦
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દુર ગયું દુખ દંદ મન. શ્રી. ૬

સવંત સોલને છોહોતરીરે લાલ, માગશર માસ મોઝાર. મન૦
રાણકપુર યાત્રા કરીરે લાલ, સમય સુંદર સુખકાર. મન. શ્રી. ૭

# रीखवदेवना स्तवन.

મહાવીદ ક્ષેત્ર સોહામણું. એ દેશી.

જગજીવન જગ વહાલહો, મરૂદેવીનો નંદલાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરસણ અતિહી આણંદ લાલરે. જ. ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી સસી સમભાલ લાલરે;
વદન તે સારદ ચંદલો, વાણી અતિ રસાલ લાલરે. જગ. ૨
લક્ષણ અ ગે વિરાજતાં, અડહીય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદીકે, અભીંતર નહીપાર લાલરે. જગ. ૩
ઇંદ્રચંદ્ર રવી ગીરી તણા, ગુણ લઇ ઘડયું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરીજ એહ ઉતંગ લાલરે. જગ. ૪
ગુણ સઘળા અંગે કરયા, દુર કરયા સવી દોખ લાલરે;
વાચકજસ વીજયે થુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જગ. ૫

## स्तवन २

રીખભ જીણરશું પ્રિતડી, કીમ કીજે હો કહે ચતુર વિચાર ;
પ્રભુજી જઇ અળગા વસ્યા, તિહાં કણ નવીહો કો વચનઉચ્ચાર.

રીખભ જીણંદશું પ્રીતડી, એ આંકણી.
કાગળ પિણ પોહોચે નહીં, નવી પોહોચેહો તિહાં કો પ્રધાન ;
જે પોહોચે તે તુમ સમો, નવી ભાખેહો કોનો વિવધાન.રીખ.૨
પ્રીત કરે તે રાગીયા, જીનવરજીહો તુમ્હે તો વિતરાગ;
પ્રિતડી જેહ અરાગીથી, ભિલવી વિતેહો લોકોતર માગ. રીખ. ૩
પ્રિતિ અનાદીની વિખ ભરી, તે રીતેહો કરવા મુજ ભાવ;
કરવી નિરવિખ પ્રિતડી, કીંણ ભ્રાતે કહો બને બનાવ. રીખ. ૪
પ્રિત અનંતિ પરથકી, જે તોડેહો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એક તત્વતાહો દાખી ગુણ ગેહ. રીખ. ૫
પ્રભુજીને અવિલંબતાં, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણ રાશ;
દેવચંદ્રની સેવના, દેજો મુજહો અવિચળ સુખવાસ. રીખ. ૬

---

## संभवनाथनुं स्तवन.

સાહિબ સાંભળોરે સંભવ અરજ હમારી
ભવોભવ હું ભમ્યોરે, ન લહિ શેવા તુમારી;
નરક નિગોદમાંરે તિહાં હું બહુ ભવ ભમીયો,
તુમ વિના દુખ સહ્યાંરે, અહનિશ ક્રોધે ધમધમીયો. સાહિબ. ૧
ઇંદ્રી વશ પડયોરે પાળ્યા વૃત નવી સુસે,
ત્રસ પણ નવી ગણ્યારે હણીયા થાવર હુંસે;

વ્રત પાણ ચિત નવી ધર્યાંરે, બીજુ સાચુ ન બોલું,
પાપની ગોઠડીરે તિહાં, મેં હઇડિલું ખોલ્યું. સાહિબ. ૨
ચોરી મેં કરીરે, ચઉવીહ અદત ન ટાળ્યું,
શ્રીજીન આંણસ્યુંરે મેં નવિ સંજમ પાળ્યું;
મધુકર તણી પેરેરે, શુધ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચેરે, નીરસ પીંડ ઉવેખ્યો. સાહિબ૦ ૩

નરભવ દોહીલોરે, પાંમી મોહ વસ પડીયો,
પરસ્ત્રી દેખીનેરે, મુજ મન તીહાં જઇ અડીયો;
કામ ન કો સર્યાંરે, પાપે પીંડ મેં ભરીયો;
સુધ્ધ બુધ્ધ નવી રહીરે, તેણે નવી આતમ તાર્યો. સાહીબ૦ ૪
લક્ષમીની લાલચેરે, મેં બહુ દીનતા દાખી,
તોપાણ નવી મળીરે, મળીતો નવી રહી રાખી;
જે જન અભીલખેરે, તેતો તેહથી નાસે;

તૃણ શમ જે ગણેરે, તેહને નિત રહે પાસે. સાહીબ૦ ૫
ધન ધન તે નરારે, એહનો મોહ વીછોડી;
વોશય નીવારીનેરે, જેહને ધર્મમાં જોડી,
અભક્ષ તે મેં ભખ્યાંરે, રાત્રિ ભોજન કીધાં,
વૃત છ નવી પાળીયાંરે; જેહવાં મુળથી લીધાં. સાહીબ૦ ૬
એમ અનંત ભવ હુ ભમ્યોરે, ભમતાં સાહીબ મળીયો,

તુમ વીના કુણ દીયેરે, બોધ રયણ મુજ બળીયો;
સંભવ આપજ્યોરે, ચરણ કમળ તુમ શેવા;
નય એમ વીનવેરે, સુણજ્યો દેવાધી દેવા. સાહીબ૦ ૭

---

# नेमीनाथजीनां स्तवन.

આવો જમાઇ પ્રાહુણા. એ દેશી.

નરખ્યો નેમી જીણંદરે અરિહંતાજી, રાજેમતી કર્યો ત્યાગ.
ભગવંતાજી ૨

બ્રહ્મચારી સંજમ ગ્રહ્યો, અરી. અનુક્રમે થાય વીતરાગ. ભગ. ૧
ચક્ર ચામર સિંહાસને, અરી. પાઠ પીઠ સંકત. ભગ૦
છત્ર ચાલે આકાસમાં અરી. દેવ દુંદુભી વરદુત. ભગ૦ ૨
સહસ્ત્ર જોયણ દ્બજ સોહતો. અરી. પ્રભુ આગળ ચાલંતા; ભગ૦
કનક કમળ તવ ઉપરે, અરી. વિચરે પાય ઠવંતા. ભગ૦ ૩
ચ્યાર મુખે દેઇ દેશના, અરી. ત્રિણ ગઢ ઝાક ઝમાલ. ભગ૦
કેશરી ભસ્મ સુનરવા, અરી. વાધે નહીં કોઇ કાળ. ભગ૦ ૪
કાંટાપણું ઉંધા હોઇ, અરી. વિષય અનુકુલ. ભગ૦
ખટરીતુ સમકાલે ફળે, અરી. વાયુ નહીં પ્રતીકુલ. ભગ૦ ૫
પાંણી સુગંધ સુર કુસુમની, અરી. વ્રષ્ટી હોઇશું રસાલ. ભગ૦
પંખી દેઇ સુપ્રદક્ષણા, અરી. વ્રક્ષ નમે અસરાલ. ભગ૦ ૬

જીન ઉતમ પદ પદ્મની, અરી. શેવા કરે સુર કોઈ; ભગ૦
ચાર નીકાયનાજ ધન્યથી, અરી. ચૈત્ય વ્રક્ષ તિમ જોડી.ભગ૦ ૭

---

# पार्श्वनाथजीनां स्तवन.

સજની મોરી પાસ જીનેશ્વર પુજોરે, સ. જગમાં દેવ ન દુજોરે;
સ. સારંગપુર સણગારોરે, સ. પૂજો દોય પ્રકારરે;
સ. જીન પડિમા જયકારીરે, સ. વારી જાઉ વાર હજારીરે.
આંકણી.

સ. ગણધર સૂત્રે વખાણીરે, સ. સિદ્ધની ઉપમા આંણીરે,
સ. સમકિતની વૃદ્ધિ કારીરે, સ. તે કિમ જાસે નિવારીરે. સ૦ ૨
સ. ભગવઈ અંગે ધારોરે, સ. ચારણ મુનિ અધીકારોરે;
સ. જીન પડિમા જીન સરખીરે, સ. સૂત્ર ઉવાઈ નરખીરે સ૦ ૩
સ. રાયપસેણી ભાખિરે, સ. જીવાભીગમ દાખીરે;
સ. વેવહારે પણ આખીરે, સ. સુદ્ધી પડિમા સાખીરે. સ૦ ૪
સ. જંબુપન્નતિ ઠાણંગરે, સ. બોલે દસમું અંગેરે;
સ. માહા નિસિથે વિચારોરે, સ. પુજાનો આધિકારોરે. સ૦ ૫
સ. સાતમે અંગે વિખ્યાતરે, સ. આણંદ શ્રાવક વાતરે;
સ. અનૌથી પડીમા વારીરે, સ. સુદ્ધા સમકિત ધારીરે. સ૦ ૬

સ. જ્ઞાતા પાઠ દેખાવેરે, સ. કુમતિ ભરમ ન જાવેરે;
સ. એમ અનેક સુત ભાખેરે. સ. કો હવે કોના વાંકરે. સ૦ ૭
સ. અરચા અરોચક થાશેરે, સ. નવ દંડકમાં જાસ્યેરે;
સ. જીવ કરમ વશ જાંણોરે, સ. કુણ કુમક કુણ રાંણોરે. સ૦ ૮
સ. જીનવર સેવા સારોરે, સ. વિષય કરો પરિહારોરે;
સ. સેવા એ બંધક ભાવરે, સ. ભવજળ તળવા નાવરે. સ૦ ૯
સ. માણીઉદ્યોત પ્રભુ સાચોરે, સ. જેવો હિરો જાચોરે;
સ. સંકા મન નવી લાવોરે, સ. શું ઝાઝું કેહેવરાવોરે. સ૦ ૧૦

---

# महावीरस्वामीनां स्तवन.

વીરજી સુણો એક વિનતી મોરી. વાત વીચારો તુમે ઘણીરે;
વીર મને તારો માહાવીર મને તારો, ભવજળ પાર ઉતારોનેરે;
એ આંકણી૦

પરીભ્રંમણ મેં અનંતારે કીધા, હજુએ ના આવ્યો છેડલોરે;
તુમેતો થયા પ્રભુ સિધ નીરંજન; હમેતો અનંતા ભવ ભમ્યારે.
વીર૦ ૧

તુમે હમે વાર અનંની ભેળા, રમીઆ સંસારી પણેરે;
તેહ પ્રીત જો પુરણ પાળો; તો હમને તુમ સમ કરોરે. વીર૦ ૨
તુમ સમ હમને જોગ ના જાણો, તો કાંઇ થોડું દીજીએરે;

ભવો ભવ તુમ ચરણાંની શેવા, પામી હમે ઘણું રીઝીએરે.
વીર૦ ૩

ઈંદ્ર જાળીઓ કેહેતોરે આવ્યો, ગણધર પદ તેહને દીઓરે;
અરજુન માલીને જે ઘુર પાપી, તેહને જીન તુમે ઉધ્ધર્યોરે.
વીર૦ ૪

ચંદનબાળાએ અડદના બાકુલ, પડીલાભ્યા તુમને પ્રભુરે;
તેહની સાહુ નીસાચીરે કીધી, શીવવધુ સાથે ભેળવીરે, વીર૦ ૫
ચરણે ચંદ કોશીયો ડસીયો, કલપ આઠમે છે ગયોરે;
ગુણતો તમારા પ્રભુ મુખરી સુણીને, આવી તુમ સનમુખ રહ્યોરે;
વીર૦ ૬

નીરંજન પ્રભુ નામ ધરાવો, તો સહુને સરખા ગણોરે;
ભેદ ભાવ પ્રભુ દુર કરીને, મુજશું રમો એક મેકશુંરે; વીર૦ ૭
મોડા વેલા તુમહીજ તારણ, હવે વીલંબ શા કારણેરે;
જ્ઞાન તણા ભવના પાપ મીટાવે, વારીજાઊં વીર તોરા વારણેરે.
વીર૦ ૮

---

## स्तवन. २

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે માહરી નીર્મલ થાયે કાયારે. ગી૦ ૧
તુમ ગુણ ગણ ગંગા જલે, હું ઝીલી નીરમલ થાઊંરે;

અવર ન ધંધો આદરૂં, નીશ દીન તોરા ગુણ ગાઉરે. ગી૦ ૨
ઝીલ્યા જે ગંગા જલે, તે છીલર જલ નવી પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાઉલ જઇ નવી બેસેરે. ગી૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગ રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વસ રાચ્યારે. ગી૦ ૪
તું ગતી તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે. ગી૦ ૫

---

## स्तवन. ४

ઢાળ—વિમળાચળ વેગે વધાવે. એ દેશી,

ચઊમાશી પારણું આવે, કરી વિનતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવેરે,
માહાવીર પ્રભુ ઘેર આવે. જીરણ શેઠ ભાવના ભાવેરે. મા૦ ૧
ઊભી શેરીએ જળ છટકાવે, જાય કેતકી ફુલ બીછાવે;
નીજ ઘર તોરણ બંધાવે, મેવા મીઠાઇ થાળ ભરાવેરે. મા૦ ૨
અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખી રીજે;
ખટ માસિ રોગ હરિજે, સીજે દાયક ભવ ત્રીજેરે. મા૦ ૩
તે જીનવર સનમુખ જાવું, મુજ મંદીરીએ પધરાવું;
પારણું ભલી ભકિત કરાવું, જુગતેજીન પુજારચાવુરે. મા૦ ૪

પછે પ્રભુને વોળાવા જઇસ્યું, કરજોડી સામા રહીસ્યું;
નમી વંદી પાવન થઇસ્યું, વીરતી અતીરંગે વહીસ્યુંરે. મા૦ ૫
દયા દાન ખીમા શીલ ધરસ્સું, ઉપદેશ સજનને કરસ્યું;
સત્યજ્ઞાન દીશા અનુસરસ્યું, અનુકંપા લક્ષણ વરસ્યુંરે. મા૦ ૬
એમ જીરણ શેઠ વદંતાં, પરીણામની ધારે ચઢતાં;
શ્રાવકની સીમે ઠરંતાં, દેવ દુંદુભી નાદ સુણતારે. મા૦ ૭
કરી આયુ પુરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
સાતા વેદની સુખ પાવે, શુભ વીરવચન રસ ગાવેરે. મા૦ ૮

---

# श्री मंदिरस्वामीनां स्तवन.

ઇડર આંબા આંબલીરે. એ દેશી.

પુખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરી ગીણીસાર;
શ્રીસી મંદર સાહેબારે, રાય શ્રેયાંસ કુમાર જીણંદરાય ધરજયો
ધર્મ સનેહ૦ ૧
મોટા નાહાના અંતરોરે, ગીરૂઆ નવી દાખંત;
શશી દરીસણ સાયર વધેરે, કૈરવવન વીકસંત. જીણંદરાય૦ ૨
ઠામ કુઠામ ન લેખવેરે, જગવર સંત જલધાર;
કરદોય કુસુમે વાસીયેરે, છાયા સવી આધાર. જીણંદરાય૦ ૩
રાયને રાક સરીખા ગણેરે, ઉદ્યોતે શશિ સૂર;

ગંગાજલ તે બિહું તણ્યારે, તાપ કરે સવીતુર. જીણંદરાય. ૪
સરીખા સઉને તારવારે, તીમ તુમે છો મહારાજ;
મુજસું અંતર કિમ કરોરે, બાંહિગ્રહ્યાની લાજ. જીણંદરાય. ૫
મુહ દેખિ ટીલું કરેરે, તે નવી હોય પરમાણ;
મુજરો માને સવી તણોરે,સાહિબ તેહ સુજાણ. જીણંદરાય. ૬
વૃષભ લછંન માતા સતકીરે, નંદન રૂખમણી કંત;
વાચક જસ એમ વિનવેરે, ભયભંજન ભગવંત, જીણંદા રાય.૭

---

## स्तवन. २

સુણો ચંદાજી શ્રી મંદીર પરમાતમ પાસે જાજ્યો,
મુજ વીનતડી પ્રેમ ધરીને એણીપરે તુમ સંભલાવજો;
જે ત્રણ્ય ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે,
નાંણ દરિસાણ જેહને ખાયક છે. સુણો. ૧
જસ કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિંગિરિ નગરીનો રાયા છે. સુણો. ૨
બાર પ્રખદા માંહે બિરાજેછે, જસ ચોત્રીસ અતિશય છાજેછે;
ગુણ પાંત્રીસ વાંણી ગાજે છે. સુણો. ૩
ભવિજનને તે પડી બોહેછે, તુમ આધિક સિતલર ગુણ સોહેછે;
રૂપ દેખી ભવીજન મોહે છે, સુણો. ૪

તુમ સેવા કરવા રસીઓછું, પણ ભરતમાં દુરે વસીઓછું,
મહા મોહરાય કર ફસીઓછું. સુણો. ૫
પણ સાહીબ ચીતમાં ધરીઓછે, તુમ આણ ખડગ કરગ્રહી
ઓછે; પણ કાંઇક મુજથી ડરીઓછે. સુણો. ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ સૂરો;
તો વાધે મુજ મન અતિનુરો. સુણો. ૭

---

# श्री सिद्ध नगवाननुं स्तवन.

સિદ્ધની શોભારે શી કહું. એ આંકણી.
સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખીયા છે શીવ ઠાંમ. સિ૦ ૧
માહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કેવળ નામ;
અપુનર્ભવ બ્રહ્મ પદ વળી, અક્ષય સુખ વિશ્રામ. સિ૦ ૨
સશ્રેય નિશ્રેય અક્ષરા, દુખ સમસ્તની હાંણ;
નિર્વૃતી અપ વગતા, મોક્ષ મુગતી નીરવાણ, સિ૦ ૩
અચલ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વિત્યાં કર્મ તે આઠ. સિ૦ ૪
અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસેં વદન;
શ્રી સુભ વીરને વંદતાં, રહિએ સુખમાં મગન. સિ૦ ૫

---

# श्री बाहुजीननुं स्तवन.

સાહેબ બાહુ જીનેશ્વર વીનવું, વીનવું, વીનતડી અવધાર હો,
સાહેબ ભવ ભયથી હું ઉભગો, હવે ભવપાર ઉતાર હો સા૦ બ૦ ૧
સાહેબ તુમ સરીખા મુજ શીર છતે કમ કરે કીમ જોર હો;
સાહેબ ભુજંગતણો ભય તીહાં નહી, જીહાં વનવીચરે મોરહો સા.બ
સાહેબ જીહાં રવી તેજે જળહલે, તીહાં કીમ રહે અંધકારહો,
સાહેબ કેશરી જીહાં ક્રીડા કરે, તીહાં નહી ગજનો પ્રચારહો સા. બા૦
સાહેબ તીમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરીત સંભારહો
સાહેબ વછવીજય સુસીમા પુરી, રાય સુગ્રીવ મલાર હો. સા.બા. ૪
સાહેબ હરણ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંતહો,
સાહેબ વીજયા નંદન મુજ દીયો, જસ કહે સુખ અનંત હો સા. બા૦

---

## स्तवन. २

વાલાજીની વાટડી અમે જોતાંરે. એ દેસી.

જય જીનવર જગ હિતકારીરે, કરે શેવા સુર અવતારીરે,
ગૌતમ પ્રમુહા ગણધારી, સનેહી વિરજી જયકારીરે. ૧
અંતરંગ રિપુને ત્રાશેરે, તપ ક્રોપા ટોપે નિવાસેરે;
લહ્યું કેવળ નાંણ ઉલાસે, સનેહી. ૨
કટીલંકે વાદ વદાયરે, પણ જીન સાથે ન ધરાયરે;

તિણે હરી લંછન પ્રભુ પાય. સનેહી. ૩
સવિ સુર વહુ થેઇ થેઇ કારારે, જળ પંકજની પરે ન્યારારે;
તજી તૃષ્ણા ભોગ વીકારા. સનેહી. ૪
પ્રભુ દેશના અમૃત ધારારે, જીન ધર્મ વિષે રથ કારારે;
જેણે તાર્યા મેઘ કુમારા. સનેહી. ૫
ગૌતમને કેવળ આલીરે, વર્યા સાંતીએ શિવ વનમાળીરે;
કરે ઉત્તમ લોક દિવાળી. સનેહી. ૬
અંતરંગ અલછની વારીરે, શુભ સજનને ઉપગારીરે;
કહે વીર વિભુ હિતકારી. સનેહી. ૭

---

## स्तवन. ३

ધન ધન મંગલરે સકલ દીન, પુજી પ્રભાતે ચાલેં.
આજ મારે દીવાળી અજવાળી,
ગાવો ગીત વધાવો ગુરૂને, મોતીડે થાલ પુરાવો;
ચાર ચાર અંગે ચતુર સોભાસણ, ચરણ કમળ ચીત
સારીરે. આજ૦
ધન ધુઓ ધન તેરસ દીને, કાલે કાળી ચઉદશ,
પાપ હણીજે પોસો કીજે, કર્મ મેલો સર્વે ટાળીરે. આજ મારે. ૩
અમોસેતો પરવ દીવાળી, ફરતી ઝાક ઝમાળી;

ઘેર ઘેરતો દીવડીઆ ઝગકે, રાત દિસે અજવાળીરે. આજ૦ ૪
અમાસની પાછલડી રાતે, આઠ કરમ બે ટાળી,
શ્રીમહાવીર નીરવાણે પહોત્યા, અજરામર સુખકારીરે. આજ૦ ૫
પડવે તો વળી જુહાર પટોળાં, એ રીત રૂડી સારી;
ગુરૂ ગઊતમના ચરણ પખાળી, રોઝ પામી રઢીઆળીરે આજ૦ ૬
બીજે તો વળી ભાવલ બીજ, બેનરડી અતિ વહાલી.
એ પાંચ દીન હોએરે પનોતા. એવે એવે હરખે ગાઈરે, આજ૦ ૭
હરખવિજેના પંડિત બોલે, કરોની સેવ સુહાલી;
રૂપવીજેના પંડિત બોલે, જે જે વાજે તાળીરે. અજા૦ ૮

## स्तवन. ४

મારે દીવાળીરે થઈ આજ પ્રભુ મુખ જોવાને,
સર્યારે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળ જ્ઞાનરે;
ધન અમોસ દીવાળી મારે, વિર પ્રભુ નીરવાણ. જિન૦ ૧
ચારીત્ર પાળ્યા નીરમળાને, ટાળ્યા વિખય કખાયરે;
એવા મુનીને વંદીએ તો, ઉતારે ભવપાર. જિન મુખ૦ ૨
બાકુળ હોર્યા વિરજીને, તારી ચંદન બાળારે;
કેવળ લઇ પ્રભુ મુકતે પહોત્યા, પામ્યા ભવનો પાર. જિન૦ ૩
એવા મુનીને વંદીએ જે પંચજ્ઞાન ધરતારે.

સમવસરણ દેઇ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર જિન૦ ૪
ચોવીસમા જીને સરૂને, મુગતી તણા દાતારરે,
કરજોડી કવી એમ ભણેરે, પ્રભુ દુનીઆં ફેરો ટાળ; જિન૦ ૫

---

## स्तवन.

વાહાલે અમ્રત પાઇ ઉછેરયાં, વ્હાલે મારે અમનેરે એ દેશા.

આવો આવો જશોદાના કંથ, અમઘેર આવોરે;
ભગતી વછળ ભગવંત નાથ સે નાવોરે,
એમ ચંદનબાળા બોલડે પ્રભુ આવીરે,
મુડી બાકુળ માટે પાછા વળી બોલાવીરે. આવો૦ ૧
સંકેત કરીને સ્વામી ગયા તુમે વનમાંરે;
થઇ કેવળી કેવળી કીધ ધરીને મનમાંરે;
એમ કેશર કેરા કીચ કરીને પુજુરે,
તોએ પહેલે વ્રત અતિચાર થકી હું ધુજુરે. આવો૦ ૨
જીવ હિંસાના પચખાણ થુળથી કરીએરે,
દુવિહં તીવેહેણં પાઠ સદા અનુસરીએરે;
વાશી બોળો વિદલ નીશી ભક્ષ હીંસા ટાળુરે;
સવા વિશ્વા કેરી જીવ દયા નીત્ય પાળુરે. આવો૦ ૩
દશ ચંદરૂઆ દશ ઠામ બાંધીને રહીએરે,
જીવ જાયે એહવી વાત કેને ન કહીએરે,

વધ બંધનને છ વીછેદ ભાર ન ભરીએરે,
ભાત પાણીનો વીછેદ પશુને ન કરીએરે. આવો૦ ૪
લોકીક દેવ ગુરૂ મીથ્યાત ત્યાશી ભેદરે,
તુમ આગમ સુણતાં આજ હોય વીછેદરે;
ચોમાસે પણ બહુ કાજ જયણા પાળુરે,
પગલે પગલે માહારાજ વ્રત અજુવાળુરે. આવો૦ ૫
એક સાસ માંહી સો વાર સમરૂ તમનેરે,
ચંદનબાળા જેવું સાર આપો અમનેરે,
માછી હરીબળ ફળદાય એ વ્રત પાળીરે,
શુભ વીર ચરણ સુપસાય નિત્ય દીવાળીરે. આવો૦ ૬

---

## स्तवन.

( સુણ ગોવાલણી ગોરસડાં વાળીરે ઉભી રહેને. એ દેશી. )
હો સાહિબજી પરમાતમ પુજ્યાનું ફળ મુજ આપો;
હો સાહિબજી લાખેણી પુજારે સેં ફળ નાપો એ આંકણી.
ઉતમ ઉતમ ફળ હું લાવું, અરિહાને આગળ મુકાવું;
આગમ વિધી પુજા વિરચાવું, ઉભો રહીને ભાવના ભાવું. હો.૧
જિનવર જિન આગમ એક રૂપે, સેવંતાં ન પડો ભવ કુપે;
આરાધન ફળ તેહનાં કહીએ, આભવ માંહી સુખીયાં થઇએ. હો.૨

પરભવ સુર લોકે તે જાવે, ઈંદ્રાદિક અપછર સુખ પાવ,
તિહાં પણ જિન પુજા વિરચાવે, ઉતમ કુળમાં જઇ ઉપજાવે. હો.૩
તિહાં રાજ્ય રિદ્ધ પરિકર રંગે, આગમ સુણતાં સદગુરૂ સંગે;
આગમશું રાગ વળી ધરતા, જિન આગમ જીન પુજા કરતા. હો.૪
સિદ્ધાંત લખાવીને પુજે, તવ કર્મ સકળ દુરે ધુજે;
લહે કેવળ ચરણ ધરમ પામી, શુભ વિર મળેજો વિશ્રામી. હો૦૫

---

## स्तवन.

વંદ્રાવનના વાશિરે. એ દેશી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો.
પરમાતમ પુજીને વિધીશું, ગુરૂ આગળ વ્રત લીજે;
અતિચાર પણ દુર કરીને, પરદારા દુર કીજે. મેરે પ્યારે૦
નીજ નારી સંતોષી શ્રાવક, અણુંવ્રત ચોથું પાળે;
દેવ તિરી નરનારી નજરે, રૂપરંગ નવી ધારે. મેરે પ્યારે૦ ૧
વ્રતને પીડા કામની ક્રીડા, દુરગંધાં જે બાળી;
નાશાવિણા નારી પણ રાગે, પંચાસકમાં ટાળી. મેરે પ્યારે૦
વિધવા નારી બાળ કુંવારી, વેસ્યા પણ પરજાતી;
રંગે રાતી દુર્બળ છાતી, નર મારણ એ કાતી. મેરે પ્યારે૦ ૨
પરનારી હેતે શ્રાવકને, નવ વાડચો નિરધારી;
નારાયણ ચેડા માહારાજે, કન્યાદાન નીવારી. મેરે પ્યારે૦

ભરતરાયને રાજ્ય ભળાવી, રામ રહ્યા વનવાસે;
ખર દુષણ નારી સવીકારી, દેખીત પડયા પાસે. મેરે પ્યારે૦ ૩
દશ શિર રાવણ રણમાં રોળ્યો, શીતા સતીમાં મોટી;
સર્વ થકી જો બ્રહ્મ વ્રત પાળે, નાવે દાન હેમ ક્રોટી. મેરે પ્યારે૦
વૈતરણીની વેદના માંહે, વ્રત ભાગે તે પેસે;
વિરતીને પરણામ કરીને, ઈંદ્ર સભામાં બેસે. મેરે પ્યારે૦ ૪
મદિરા મંસથી વેદ પુરાણે, પાપ ઘણું પરદારા,
વિપ્ર કન્યા રંડાપણ અંધા, વ્રત ભંજક અવતારા. મેરે પ્યારે૦
વ્રત સંભાળે પાપ પખાળે, સુરતરૂ વંછીત સાધો;
કલ્પતરૂ ફળ દાયક એ વ્રત, જગ જશ કીરતી વાધે. મેરે પ્યારે૦ ૫
દસમે અંગે બત્રીસ ઉપમ, શીળવતી વ્રત પાળી;
નાથ નિહાળી ચરણે આવ્યો, નેહ નજર તુમભાળી. મેરે પ્યારે૦
હાથી મુખશે દાણો નિકશે, કિડી કુટબ સહુ ખાવે.
શ્રી સુભવીર જીનેશ્વર સાહિબ, શોભા અમશિર પાવે. મેરેપ્યારે૦૬

---

## स्तवन.

ઢાળ અનીહાંરે વાલોજી વાયછે વાંસળીરે. એ દેશી.

અનીહાંરે ધુપ ધરો જિન આગળેરે,
કૃશ્નાગર ધુપ દશાંગ; શ્રેણી ભલી ગુણ ઠાણનીરે.

અનીહાંરે ધુપધાણું તે રયણે જડયુંરે,
ઘડયું જાત્યમઇ કનકાંગ; ઓણી૦ ધુપ ધરો૦ ૧
અનીહાંરે મુનીવર રૂપ ન દાખવેરે,
થિતી બંધ પુરવની રીત; ઓણી.
અનીહાંરે બંધોદય ગુણ ઠાણે પંચમેરે,
હણે ખાયક ઓણી વદીત્ત. ઓણી. ધુપ૦ ૨
અનીહાંરે શોલ સાંમંતને ભોળવીરે,
વચે ઘેરી હણ્યા લહી લાગ; ઓણી.
અનીહાંરે નાઠા આઠ સેનાપતિરે,
નવમાને બીજે ભાગ. ઓણી. ધુપ૦ ૩
અનહાંરે ચઉમાશા લગે એ રહેરે,
મરણે નરની ગતી જાણ; ઓણી.
અનીહાંરે રજરેખા સમ ક્રોધછેરે,
કંઠ થંભ સમાણે માન. ઓણી. ધુપ૦ ૪
અનીહાંરે માયા ગોમુત્ર સારખીરે,
છે લોભ તે ખંજાણ રંગ; ઓણી.
અનીહાંરે મુનીવર મોહ તે નાસવેરે,
રહી શ્રી શુભ વીરને સંગ. ઓણી. ધુપ૦ ૫

---

## स्तवन.

ચાલો ચાલો સિધ્ધાચળ જઈએરે,

રીખભ દેવ સુખકારીયાં; ચાલો ચાલો.

નાભી રાયા મરૂદેવીકો નંદન,

હાંરે એતો જુગલા ધર્મ નિવારીયાંરે. ચાલો ચાલો.

આદિજીન ભેટયા સવી દુઃખ મટયા,

હાંરે મેંતો પાપ કર્મ સબ ટાળીયાંરે; ચાલો ચાલો.

રાચણ રૂખ સમો સર્યા સ્વામી,

હાંરે એતો દેખી ભવીક મન મોહીયાંરે. ચાલો ચાલો.

ચાલો ચાલો, જ્ઞાન ઉદ્યોત પ્રભુ કેવળ ધારી,

હાંરે મેંતો ભક્તિ કરૂં એક તારીયાંરે; ચાલો ચાલો.

સિધ્ધાચળ જઈએરે,

રીખભ દેવ સુખ કારીયાં. ચાલો ચાલો.

---

વહીલાં ભવી જઈઓરે, તુમે વેલાં જઈઓ. વિમલ ગિરી ભેટવા, અરે કાંઈ ભેટતાં ભવદુખ જાય. અરે કાંઈ સેવંતા શીવ સુખ થાય, વેલાં ભવિ. એ આંકણી.

અરે કાંઈ જન્મ સફળ તુમ થાય. અરે કાંઈ નરક તિર્યંચ મીટજાય.

અરે કાંઇ તનમન પાવન થાય, અરે કાંઈ સકલ કરમક્ષય જાય. ૧
અરે કાંઈ પાંચમે ભવે શિવરાય, અરે કાંઈ ઈન્નમે સંકાનકાંય,
અરે કાંઈ વિમલાચલ ફરસાય, અરે કાંઈ ભવનો નિશ્ચય થાય વેલાં.૨
અરે કાંઈ નાભિનો નંદન ચંદ, અરે કાંઈ છરીપાળી જીનવંદ,
અરે કાંઈ દુરહોવે અઘવંદ, અરે કાંઈ પ્રગટે નયનાં નંદ. વેલાં.૩
અરે કાંઈ ચૌમુખ ચડે સુખરાસ, અરે કાંઈ મોક્ષ મેહેલકિનો વાસ,
અરે કાંઈ ભવવન સહુ થયો નાસ, અરે કાંઈ કોઈ નરહે વિરાસ. વે.૪
અરે કાંઈ મોટા પુન્ય અંકુર, અરે કાંઈ ચીંતા સબગઈ દુર,
અરે કાંઈ કુમતી કદાગ્રહ ચૂર, અરે કાંઈ આવ્યા નાથ હજૂર. વેલાં.૫
અરે કાંઈ આપણો વંશ ઉધાર, અરે કાંઈ દીન અનાથ આધાર.
અરે કાંઈ મુજને તું અબતાર,અરે કાંઈ અવરન સરણું આધાર. વે.૬
અરે કાંઈ મુજને મત તું વિસાર, અરે કાંઈ કરમ ભરમ સબછાર.
અરે કાંઈ આતમ આનંદ કાર, અરે કાંઈ ભવસામર પામ્યો પાર.વે૭

---

તારક હે જીન નાભિકો નંદન, વિમળાચળ સુખ દાઈરી;
દેખતહી અઘદુર નસ્યોહે, મિથ્યા મોહકુરાઈ સખીરી; તારક. ૧
કુમત કુટલ ખીટત શબનાસી, સુમતી સખી હર ખાઈરી;
તું વેરણ મુજ આદિ અનાદિ, દેખ ગિરીંદ નસાઈ; સખીરી. તાર.૨

રાગ દ્વેષમદ ભમર અજ્ઞાના, અંધકાર તિને છાંઈરી;
શ્રી જીનચંદ ગિરિંદ જ્યું નિરખ્યો, પલકમેં પાપ પલાઈ સ. તા. ૩
પાવન ભાવન મુજમન ઉલસી, ઝુલસી કુમત ધવ રાઈરી;
અબકયાં જાતહૈ વેરણુ ભેકી, રીખવ જીણુંદ દુવાઈ સ. તા.૪
ભાવત વિમળાચળ જોફરસે, પંચમે ભવે શિવરાઈરી:
હમ તુમેરા અબ નાતો તુટયો, અબહમ કયું પરવાઈ; સ. તા. ૫
આદિ જીનંદ દિનંદ જ્યું ભેટયો, પાપ ઘુક અધરાઈરી;
જયો જગદીશ્વર તું વિમળેશ્વર, ચરણુ સરણુ તુમઆઇ સ. ૬
આગે અનંતા મુની તેં તાર્યા, બેર નકીધી કાંઈરી;
હું તુમ બાળક ચરણે પડયોછું, નેક નજર કરો સાંઈ. સ. તા.૭
આતમારામ નામ અવીનાશી, મુગતી રમણુ વરવાઈરી;
સુમતી હીંડોલે સબ સખી વનસેં, આનંદ મંગલ ગાઈ. સ. ૮
તારકહેજીન નાભિકો નંદન, વિમલાચલ સુખ દાઈરી.

---

## રાગ પરભાતીયું.

આજ મારા નયણા સફળ થાય, શ્રી સિદ્ધાચળ નીરખી;
એ ગિરીને વધાવું મોતીડે, મારા હઈડામાં હરખી. આ.
ધન્યધન્ય સોરઠ દેશને, જ્યાં એ તિરથ જોડી.

ફિમળાચળ ગિરનારને, વંદુ બે કરજોડી. આ. ૨

સાધુ અનંતા ઈણુગીરી, સિધ્યા અણુસણુ લઈ.

રામ પાંડવ તારૂદ્રના રૂખી, બીજા મુનીવર કેઈ. આ. ૩

તીરથ રાજ સમરો સદા, સારે વંછીત કાજ;

દુઃખ દોહગ દુરે કરી, આપે અવિચળ રાજ. આ. ૪

માનવ ભવ પાંમી કરી, નવી એ તિરથ ભેટો.

પાપ કરમ જે આકરા કહો, કેણીપેરે મેટો. આ. ૫

સુખ અભિલાષી પ્રાણીયા, વંચ્છે અવિચળ સુખડાં.

માણેક મુની એ ગિરી ધ્યાનથી, ભાંગે ભવોભવ દુઃખડા.

આજ મારા નયણા સફળ થાય, શ્રી સિધ્યાચળ નીરખી.૬

---

વારી મોરા ચંદ્ર પ્રભુ જીનરાજ, વિનતડી અવી ધારીયે. જીરેજી.

એદેસી.

વારી પ્રભુ આદિ જીનેશ્વર દેવ, વિમળાચળ મંડણુ ધણી.જીરેજી.

વારી પ્રભુ હું આવ્યો તુજ પાસ, વિનતી સુણો સેવક તણીજીરેજી

વારી પ્રતુ હું ભમીયો ત્રીલોક, લાખ ચોરાસી ગતિ પરે જીરેજી.

વારી પ્રભુ કિમહી ન આવ્યો પાર,તુમ વિન કોણુ સારજ કરે જીરેજી.૨

વારીપ્રભુ તુજ મૂખ દેખી સૂર્ય, પ્રગટ ભયો સમકીતનો. જીરેજી.

વારીપ્રભુ મીથાત્વ થયો સબ નાશ, અનંતકાળની પ્રીતનો.જીરેજી ૩
વારીપ્રભુ ઉપન્યો દીલ આનંદ, નીરખ્યા શ્રી ગિરીરાજને. જીરેજી.
વારીપ્રભુ જીવિત સફળ આ જાણુ, ધન્ય વેળા ઘડી આજનેજીરેજી૪
વારીપ્રભુ ભરી મુકતા ફળ થાળ, સોના રૂપાને ફુલડે. જીરેજી.
વારીપ્રભુ વધાવું ગિરીરાજ, મણી માણેક અમૂલડે. જીરેજી. ૫
વારીપ્રભુ સીધ્યા સાધુ અનંત, અનંતા કેવળ ધર્યા. જીરેજી.
વારી પ્રભુ રામ ભરત પાંડવ, સેલિંગ પદ્મ્ય સુખ વર્યા. જીરેજી.૬
વારી પ્રભુ મનમોહન જીનરાજ, નાભીરાયા કુલ દીન મણીજીરેજી.
વારી પ્રભુ પૂરવ નવાણું વાર, ગિરી ચઢીયા ઉલટ્ટ ઘણી જીરેજી. ૭
વારી પ્રભુ નેમી વિનેમી દોય, વિદ્યાધર બીજા બહુ. જીરેજી.
વારી પ્રભુ સિધી પામાં સિધ ક્ષેત્ર, શત્રુંજય મહાત્મેં કહ્યું.જીરેજી. ૮
વારી પ્રભુ તેમાટે ગીરીરાજ, નિશદીન દીલમાં ધાઈયે. જીરેજી.
વારી પ્રભુ સેવો શીવ ચુનીલાલ. દોલત્ત લછ્છી પાઈયે. જીરેજી. ૯

---

સુરપતિ આગળ ઈમ જંપેશ્રી, વિરજીને શ્વરૂ. ગીરીરાજ.
એતો સકળ તિરથમાં સાર. શત્રુંજય સુખકરૂં. ગીરીરાજ. ૧
સિધ્યા જ્યાં સાધુ અનંત, અનંતા કેવળ ધર્યા. ગીરીરાજ.
જીનવર ઈહાં આવ્યા અનેક. જાણીને પાવનધરા. ગીરીરાજ. ૨

રાયણ તલે રીખભજીણંદ. ગુણેકરી ગેળસું. ગીરીરાજ.
પાલો પુરવ નવાણુંવાર. પધાર્યા પ્રેમસું. ગીરીરાજ. ૩
એતો મોક્ષ વધુ વરવાની. પીઠ વખાણીયે. ગીરીરાજ.
ત્રીભુવન તારણ એ તિરથ જગમાં જાણીયે. ગીરીરાજ. ૪
દોડે કરે દુરગતી દુર. એ દુખમ કાળમાં. ગીરીરાજ.
ચાલીને જઈયે સિદ્ધ ક્ષેત્ર. રહીયે એની ચાળમાં. ગીરીરાજ. ૫

---

તુમે તો ભલે બિરાજોજી. શ્રી સિધ્ધાચળકે વાસી. શાહીબ ભલે બિરાજોજી. એ આંકણી.

મારૂ દેવીનો નંદન રૂડો, નાભી નરીંદ મલ્હાર, જુગલા ધર્મ નિવારણ આવ્યા. પૂર્વ નવાણું વાર. તુમે તો. ૧

સહકોટ દક્ષિણ બિરાજે, જીનવર સહસ ચોવીસ.
ચઉદશેં બાવન ગણધરના. પગલાં પૂજો જગીસ. તુમે તો. ૨

પ્રભુ પગલા રાયણ હેઠે. પૂજી પરમાનંદ;
અષ્ટાપદ ચઉવીસ જીનેશ્વર. સમેત વીસજીનંદ. તુમે તો. ૩

મારૂપરબત ચૈત્ય ઘણેરા, ચઉમૂખ બીંબ અનેક,
બાવન જનરાલાના દેવલ નીરખી, હરખ બહુ અતિશેક. ૪

સહેસફણાને સામળા પાસજી. સમોવસરણ મંડાણ,

છીપા વસીને ખડતરવસી. કાંઈ પ્રેમાવસી પરણાય. તુમે તો. ૫
સંવત અઢાર ઓગણી પચાશે ફાગણ અષ્ટમીદીન.
ઉજલ પક્ષે ઉજ્વલ હુઓ. ગિરી ફરસ્યો મુજ મન તુમે તો. ૬
ઈત્યાદિક જીન બિંબ નિહાળી. સાંભળી સિદ્ધની શ્રેણ.
ઉત્તમ ગિરીવર કુણીપેરે વિસરે. પદ્મવિજ્ય કહે એણ. તુમે તો. ૭
ઈતિ સંપૂર્ણં. ભુલ ચૂક મીછ્છાની દુકડં.

---

સિધ્ધાચળ ગુણ ગેહ, ભવિ પ્રણમો ધરી નેહ.
આજહો સોહેરે મન મોહે તિરથ રાજીયોજી. ૨
આદિસર અરિહંત મુગતિ વધુનો કંત. આજહો.
પુરવ વાર નવાણું આવી સમો સરાજી. ૨
સકળ સુરા સરરાજ કોનર દેવ સમાજ.
આસેવારે સારે કરજોડી કરીજી. આજહો. ૩
દરસનથી દુઃખ દુર સેવે સુખ ભરપૂર.
આનેરે કળીકાળે કલ્પ તરૂ એ છેજી પુંડરીક ગિરીધ્યાન.
લહીયે બહુ યસમાન દીપેરે અધિક તસ જ્ઞાન કળા ઘણીજ ઈતી

---

વિરપ્રભુની વાણી મુજ દીલડે વશી,
દેશના મીઠી અમૃત દ્રાક્ષ સમાનજો; એ દેશાં. (અથવા)

(પ્રીતલડી બંધાણીરે અજીત જીણંદશું.)

વિમળાચળ ગિરી ભેટો ભવિયણ ભાવશું,
જેથી ભવોભવ પાતિક દૂર પલાયજો.
નિકાચિત બાંધ્યા જે કર્મજ આકરા,
ગિરી ભેટતાં ક્ષણમાં સવી ક્ષય થાયજો. વિમળાચળ. ૧
સાધુ અનંતા ઈણ ગિરીપર સિદ્ધી વર્યા,
રામ ભરત ત્રણ કોડી મુની પરીવારજો;
પાંચસેં સાથે સિલિંગે શીવપદ લહ્યુ,
પાંડવ પાંચે પામ્યા ભવનો પારજો. વિમળાચળ. ૨
નેમી વિનેમી આદે બહુ વિદ્યા ધરા,
વળી થાવચ્યા અઈમત્તા અણગારજો;
સુક રાજા વળી સુખ તે ગિરીપર પાંમીયાં,
બાઝ્ય અભ્યંતર શતરૂ કિધા છારજો. વિમળાચળ. ૩
જુગલા ધરમ નિવારણ ઈણ ગિરિ આવીયા,
રિખભ જીણંદજી પુરવ નવાણું વારજો,
કાંકરે કાંકરે સાધુ અનંતા સિદ્ધિયા,
માટે નિશદીન સિધ્યાચળ મન ધારજો. વિમળાચળ. ૪
ગિરી પાગે ચઢંતાં તનમન ઉલસે,

ભવ સંચિત સવી દુઃક્રીત દુર પલાયજો;
સુરજ કુંડે નાહી નીરમળ થાઈયે;
જીનવર સેવી આતમ પાવન થાયજો. વિમળાચળ. ૫
જાત્રા નવાણું કરીયે તન મન લગ્નથી,
ધરીયે શીળ સમતા વળી વૃત પચ્ચખાણજો;
જ્યાયે ગરણું દાન સુપાત્રે દીજીયે,
દ્વેષ તજી ધરો શતરૂ મિત્ર સમાનજો. વિમળાચળ. ૬
એ ગિરી ભેટે ભવ ત્રીજે શીવ સુખ લહે,
પાંચમે ભવતો ભવીયન મુક્તિ વરાયજો;
સુરી ધનેશ્વરે સુભધ્યાને ઈમભાખીયુ,
પાપી અભવિને એ ગિરી નવી ફરસાયજો. વિમળાચળ. ૭
મૂળનાયક શ્રી આદિ જીણંદને ભેટીયે,
રાયણ નીચે પ્રણમો પ્રભુના પાયજો;
બાવંન જરનાળા ચૌમૂખ બિંબને વંદીયે,
સમેત સીખર અષ્ટાપદ રચના આંયજો. વીમળાચળ. ૮
સકળ તિરથનો નાયક એ ગિરીરાજીયો,
તારણ તિરથ ભવદધી માંહી પોતજો;
સેવંતા ચુનીલાલ દોલત્ત બહુ પાંમીયે,

વરીયે શીવ પદ કેવળ જોતા જોતજો.
વિમળાચળ ભેટો ભવિયણ ભાવશું. ૯

---

વિમળાચળ નિત્યું વંદીયે, કીજે એહની શેવા;
માનું હાથે એ ધર્મનો, શિવતરૂ ફળ લેવા. વી. ૧
ઉજ્વળ જિનગ્રહ મંડળી, તિહાં દીપે છત્તગા;
માનું હિમગિરી વિભ્રમે, આઈ અંબર ગંગા. વી. ૨
કોઈઅનેરૂં જગનહીં, એ તીરથ તોલે;
ઇમ શ્રીમુખ હરિ આગલે, શ્રીસીમંધર બોલે. વી. ૩
જે સઘળાં તીરથ કર્યાં, જાત્રાફળ લહીયે;
તેહથી એ ગિરિ ભેટતાં, શતગણુ ફળ કહીયે. વી. ૪
જનમ સફળ હોય તેનનો, જે એ ગિરિ વંદે;
સુજસ વિજ્ય સંપદલહે. તેનર ચિર નંદે. ૫
વિમળાચળ નિત્યું વંદીયે, કીજે એહની સેવા; ઈતિ.

## દેશી લાલનની.

સિદ્ધ ગિરીધાવો ભવિકા, સિદ્ધ ગિરી ધ્યાવો. ઘેરબેઠા પણ બહુફળ પાવો ભવિકા બહુ ફળ પાવો. નંદીશ્વર જાત્રાએ જે ફળ હોવે. તેથી બમણેરૂ ફળ પુંડર ગિરી હોવે. ભવિકા પુંડર. ૧

તિધાણુંરૂચક ગિરી ચોગણું ગજદંતા, તેથી બમણેરૂં ફળ જં બુ મહંતા. ભવિકા. જંબુ. ખટગણું ધાતકી ચૈત્ય જુહાંરે, છત્રીસ ગણું ફળ પુખલ વિહાંરે. ભવિકા પુખલ વિહારે; તેથી તેરસે ગણું ફળ મેરૂ ચૈત્ય જુહાંરે. સહસ ગણેર ફળ સમેત શિખરે ભવિકા સમેત શિખરે. લાખ ગણેરૂં ફળ અં-જન ગિરી જુહારે, દશલાખ ગણેરૂં ફળ અષ્ટાપદ ગિરીનારે ભવિકા અષ્ટાપદ ગિરીનારે. કોડ ગણેરૂં ફળ શ્રીસિદ્ધાચળ ભેટે. જેમરે અનાદીના દુરિત ઉમેટે. ભવિકા દુરીત ઉમેટે. ભાવ અંનેતે અનંત ફળ પાવે, શ્રીજ્ઞાન વિમળ સુરી એમ ગુણ ગાવે ભવિકા એમ ગુણ ગાવે. ઈતિ સંપુર્ણ.

---

ડુંગર પ્યારોરે મેં મોતીડે વધાવુંરે, ટેક

ડુંગર ફરસીત પાપ મીટતહે, ગિરી નીરખીન આનંદ થાઊંરે; ડુંગ.
કાંકરે કાંકરે સીધ્યા અનંતા આદિનાથ તણા ગુણ ગાઊંરે. ડુંગર.
સુરજ કુંડે નાહી નીર્મળ થઈએ, કરી પૂજા આંગી રચાવુંરે, ડુંગર.
હાથીપોળમેં અરીહંતને દેરે, ધરી નિવેદ્ય ભાવના ભાવુંરે. ડુંગર.
નથુ કલ્યાણ કવિ દીપનો શ્રાવક કહે, સરધ્યાથી સમકિતપાવુંરે. ડુંગર.
ડુંગર પ્યારોરે મેં મોતીડે વધાવુંરે. ઇતિ સંપૂર્ણ.

એક દીન પુંડરીક ગણ ધરૂંરે, લાલ પુછે આદિજીણંદ. સુખાકારીરે.
કહીયે ભવજળ ઉતરીરે લાલ. પાંમી પરમાનંદ  ભવવારીરે. ૧
કહેજીન ઈણ ગિરી પાંમશેરે લાલ, જ્ઞાન અને નીરવાણ. જયકારીરે.
તીરથ મહીમા વાધશેરે લાલ, અધિક અધિક મંડાણ નિરધારીરે. ૨
ઈમની સુણી ત્યાં આવીયારે લાલ, ઘાતી કર્મ કર્યાં દુર. તમવારીરે.
પંચ કોડી મુનીઈ પરીવર્યાંરે લાલ, હુઆ સિદ્ધી હજુર. ભવવારીરે. ૩
ચૈત્રીપુનીમ દિને કીજીયેરે લાલ, પૂજા વિવિધ પ્રકાર. દિલધારીરે.
ફળ પરદક્ષિણા કાઉસગારે લાલ. લોગસ્સ થુઈનમુકાર. નરનારીરે. ૪
દશ વીસ ત્રીસ ચાલીસ ભલારે લાલ. પચાસ પુષ્પની માળ. અતી
સારીરે. નવભવલાહો લીજીયેરેલાલ. જીમ હોયજ્ઞાન વિશાળ.
મનોહારીરે. એક દીન પુંડરીક ગણ ધરૂંરે લાલ. ઈતિ સંપૂર્ણ.

આજ સખી સંખેશ્વરો. એદેશી. એ ગિરૂઆે ગિરિરાજીઓ.
પ્રણમી જે ભાવે. ભવ ભવ સંચિંત્ત આકરા. પાતીકડાં જાવે. ૧
વજ્રલેપ સમ જે હોવે. તે પણ તમ દુરે.
તેહનું દરશન કીજીયે. ધરી ભક્તિ પડુંરે. ૨
ચંદ્ર શીખર રાજા થયો. નિજ ભગની લુબધો.
તે પણ એ ગિરિ સેવતાં. ખીણમાંહે સીધ્યો. ૩
સુક રાજા જય પાંમીયો, એહને સુપસાયે.

ગૌ હત્યાદિક પાપજે, તે દુર પલાયે. ૪

આગમ અપય અભક્ષ જે, કીધા જેણે પ્રાણી.

તે નિર્મળ ઈણ ગીરી થયા, એ જીનવરની વાણી. ૫

વાઘ સર્પ પ્રમુખ પસુ, તે પણ શીવ પામ્યા.

એ તીરથ સેવ્યા થકી. સવી પાતીક વામ્યા.

ચૈત્રી પુનમે વંદતા. ટળે દુઃખ કલેશ.

જ્ઞાન વીમળ પ્રભુતા ઘણી. હોય સુજસ વિશેશ. ૭

ઈતિ. સંપૂર્ણ

---

## સાત વાર.

કોઈ જો શ્રી કૃષ્ણજી કેમ નાવ્યારે. એરાગ. (અથવા)

ચેતનજી ચેતજોને વિચારારે. ગયો ભવ નહીં આવે

વારીં વારી ચેતનજી ચેતજોને વિચારીરે. એ દેશી.

ચાલો પીઉ સિધ્યાચળ ગીરી જઈયેરે,

પ્રભુ પૂજીને પાવાન થઈયે. ચાલો. એ આંકણી.

આદિતવારે આદિ જીનંદને; જઈ ભેટો વિમળ ગેરિંદરે;

દુખ ટાળી વરો સુખકંદ. ચાલો. ૧

સોમવારે સાથ નિહાળીને, અલવાણે છહરી પાળીરે.
પાપ નાસે ગિરી ગમ ચાલી.
ચાલો પીઉ સિદ્ધાચળ ગીરીજઈયેરે. ૨
મંગળવારે મંગળીક ઠામરે, સિધ્યા સાધુગુણ ગ્રામરે;
શતરૂંજ્ય માહાત્મે નામ. ચાલો. ૩
બુધવારે બુદ્ધી નિધાનરે. શ્રી રિષભજીનેશ્વર સ્વામરે;
આવ્યા પૂર્વ નવાણું આ ઠામ. ચાલો. ૪
ગુરૂવારે ગુણી ગણધરારે; પુંડરીકે ભવ અપહરરે;
પંચ ક્રોડે સિધ્યા ગિરિપર; ચાલો. ૫
સુકરવારે શું કરૂં ચીર ચોળીરે; મને ન ગમે બાંટ પટોળીરે.
ગીરી દીઠે સુખી રંગરોસી. ચાલો. ૬
સનીવારે સ્વામી સાથરે; જઈ ભેટયા શ્રી આદિનાથરે;
ક્ષય કીધા કરમકુર આઠ. ચાલો. ૭
ઇમ સાતે વારે વિશાળરે; ગિરિધ્યાનથી કહે ચુનીલાલરે;
દોલત્ત શીવમંગળ માળ ચાલો પીઉ સિદ્ધાચળ ગીરી જઈયેરે. ૭
ઈતિ. સંપૂર્ણ.

---

## શ્રી સિદ્ધાચળ મંડણ.

### આદિશ્વરજીનને વિનંતી.

પામીસુ ગુરૂ પસાયરે, શેતરૂંજય ધણી; શ્રી રીસહેસર વીનવુંએ.
ત્રીભુવન નાયક દેવરે, સેવક વિનતી; આદીશ્વર અવધારીએએ.
સરણે આવ્યો સ્વામીરે, હું સંસારમાં; વિરૂવા વયરીએ નડયોએ.
તારતાર મુજ તાતરે, વાત કિસિ કહુ; ભવોભવ એ ભાવઠતણીએ.
જનમ મરણ જંજાળરે, બાળ તરૂણ પણું; વળીવળી જરાદહે ઘણુંએ.
ક્રિમહીન આવ્યો પારરે, સાર હવે સ્વામી; સેન કરો એક માહરીએ.
તાર્યા તુમે અનંતરે, સંત સુગુણ વળી; અપરાધી પણ ઓધર્યાએ.
તો એક દીન દયાળ, બાળ દયામણો; હું શા માટે વિસર્યોએ.
જે ગીરૂઆ ગુણવંતરે, તારો તેહને તેહ માંહી અચરીજ કીશુરે.
જે મુજ સરિખો દીનરે, તેહને તારતાં; જગ વિસ્તરસ્યે જસ ઘણોએ.
આપદ પડિયો આજરે, રાજ તુમારડે; ચરણે હું આવ્યો વહીએ.
મુજ સરીખો કોઈ દાનરે, તુજ સરીખો પ્રભુ; જોતાં જગ લાભેનહીંએ.
તોહે કરૂણા સિંધુરે, બંધુ ભૂવન તણા; ન ઘટે તુમ ઉવેખવુંએ.
તારણ હારો કોઈરે, જો બીજો હોય; તો તુમને સ્યાને કહુએ.
તુંહીજ તારીશ તેહરે, પહીલાંને પીછે; તો એવડિ ગાઢીમ કીસીએ.

આવી લાગ્યો પાયરે, તે કીમ છૂટશે; મન મનાવ્યા વીણ હવેએ.
સેવક કરે પોકારરે, બાહિર રહ્યા જશે;તે સાહીબ શોભા કીસીએ.
અતુલી બળ અરિહંતરે,જગને તારવા; સમરથ છોસ્વામીતુમેએ.
શું આવેછે જોરરે, મુજને તારતાં; કે ધન બેસે છે કિસુએ.
કેહેશો તુમે જીણંદરે,ભક્તિ નથી તેવી; તોતે ભગ્તિ મુજદીયોએ.
વળી કહેશો ભગવંતરે,નહીં તુજ યોગતા હમણાં મુગ્તિ જવાતણીયે.
યોગતા તે પણ નાથરે, તુમહિજ આપશો; તોતે મુજને દીજીયેએ.
વળી કહેશો જગદીશરે, કરમ ઘણાં તાંરે; તો તેહજ ટાળો પરાંયે.
કર્મ અમારા આજ, જગપતિ વારવા; વળી કોણ બીજો આવશેયે.
વળી જાણો અરિહંતરે, એહને વિનતી; કરતાં આવડતિ નથીયે.
તો તેહજ માહારાજરે, મુજને સિખવો; જીમ તે વિધસું વિનવુંએ
માય તાય વિણ કોણરે, પ્રેમે શીખવે; બાળકને કહો બોલવુંએ.
જો જાણો મુજને દેવરે, એહ અપાવન; ખરડયો છે કળીકા દેવેયે.
કીમલણીં ઉછંગરે, અંગ ભર્યું એહનું, વિષય કષાય અસોચસ્યુંએ.
તેમુજ કરો પવીત્રરે, કહો કોણ પૂત્રને; વિણમાવિત્ર પખાળશેએ.
કૃપાકરી મુજદેવરે, ઈહાંલગે આણીયો, નરકનિગોધા દિક થકીએ.
આવ્યો હવે હજુરરે, ઉભો થઈ રહ્યો, સામુસેં જુવો નહીયે.
આડો માંડી આજરે, બેઠો બારણે, માવીત્ર તુમે મનાવશોયે.

તુમંછો દયા સમુદ્રરે, તો મુજને દેખી, દયા નથીસેં આણુતાંયે.
ઉવેખશો અરિહંતરે, જો આણીવેળા, તો માહારી શીપેર થશેયે.
તેહને વારો વેગેરે, દેવ દયાકરી, વળીવળી હું શું વિનવુંએ.
મરૂદેવી નીજ માયરે, વેગે મોકલી, ગજ બેસાડી મુક્તિ માંયે.
ભરતેસર નિજ નંદરે કિધો કેવળી, અરિસા અવલોકતાંએ.
અઠાણું નીજ પૂત્રરે, પ્રતીબોધ્યા પ્રેમે, ઝુઝ કરતાં વારીયાએ.
બાહુબળને નેટરે, નાણ કેવળ તુંમે, સ્વામી સામુ મોકલ્યુએ.
ઈત્યાદિક અવદાતરે, સઘળા તુમ તણા, હું જાણુંછું મૂલગાયે
માહારી વેળા આજરે, મૌનકરી બેઠા, ઉતરશે આપો નહીંયે.
વિતરાગ અરિહંતરે, સમતા સાગરૂ, માહારાં તાહારાં શુંકરોએ.
એકવાર માંહારાજરે, મુજને સ્વમુખે, બોલાવો સેવક કહીયે.
એટલે સિધ્યાં કાજ સઘળાં, માહરા. મનના મનોરથ સવી ફલ્યાયે.
ખમજો મુજ અપરાધરે, આસંગોકરી, અસમંજન જે વિનવ્યુંયે.
અવસર પામી આજરે, જોનવિ વિનવું, તો પસ્તાવો મનરહેયે.
ત્રીભુવન તારણ હારરે, પુન્યે માહરે, આવી એકાંતે મળ્યોયે.
બાળક બોલે બોલરે જે અવિગતપણે, માય તાયને તે રૂચેયે.
નયણે નીરખ્યો નાથરે, નાભી નરીંદનો, નંદન નંદન વનજીસ્યોયે.
મરૂદેવી ઉરહંસરે, વંસ ઈક્ષાંગનો, સોહંકર સોહામણોએ.

માયતાય પ્રભુ મીત્રરે, બંધવ માહરો, જીવ જીવનતું વાલહોએ.
અવરનકો આધારરે, ઈણિજુગ તુમવિના, પ્રાણ સરણ તું મુજધણીએ.
વળીવળી કરૂં પ્રણામરે, ચરણે તુમતણે પરમેશ્વર સનમૂખજુવોએ.
ભવોભવો તુમ પાય સેવરે, સેવકને દેજો, હું માગુંછું એટલુંએ.
કાંતિ વિજય ઉવઝાયરે, સેવક ઈણીપેરે વિનય વિનય ધરી વિનવેયે.

ઈતિસંપૂર્ણ. ભૂલચુક મીછ્છામી દુકડં:

---

રીખભ જીણંદસું વીનતી; સાંભળો દીન દયાળ જીણંદજી.
કીરપા કરી મુજ કાપીએ, મોહ મીથ્યાતની જાલ જીણંદજીરી;
નરક નીગોદની વેદના, મેં સહી વાર અનંત જિણંદજિ.
કષ્ટ નીવારો નાથજિ. તુમેં મોહોટા મહંતાં જિણંદજિ. રી.
મારૂદેવાજિનો લાડણો. નાભી રાયા કુલ ભાણ જીણંદજિ.
દરીશન પાંમ્યો તુમ તણો આજ દીવસ સુ પરમાણ જિણંદજી.
તારો તારો મુજ શાહબા; દાસને પાર ઉતારો જીણંદજી.
અવસર આવો અમ તણો; તુરત કીજે ઉધાર જીણંદજિ. રી.
નાગોર નગરના ચૈતમાં, કંચનમે તુજ બીંબ જિણંદજી.
મુગતી જાતા જીવને; પ્રભુજી તણો આલંબ જીણંદજી. રી
તુમ સરીખો મુજને કરો; એટલો લોભ સુ જાણો જીણંદજી.

અધીકો લોભ ન માહરો તુમ ચરણાની આણુ જીણુંદજી રી.
સંવત ઓગણીસે મનોહરા; પંચ વરસ મોઝાર. જીણુંદજી.
માઘ વદી એકમ દીને સફળ કીધો અવતાર જિણંદજિ.
તેજ વીજેજિના પાટવી શાંતી વીજય ગુરૂરાય જિણંદજિ
તુજ ચરણનાં કીંકરૂ રતન વીજય ગુણ ગાય જિણંદજિ.
રીખભ જિણંદશું વીનતી; ઈતિ સંપૂર્ણ.

---

જાત્રા નવાણું કરીએ વિમળગિરી, જાત્રા નવાણું કરીએ.
પુરવ નવાણુંવાર શેતરૂંજ્ય ગિરી, રીષભ જીણંદ સમો સરીયા. વી.
કોડ સહસ ભવ પાતિક છુટે, શેતરૂંજા સામું ડગ ભરીએ. વી.
સાત છઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરી વરીએ. વી.
પુંડરીક પદ જપીએ હરખે, અધ્ય વસાએ શુભ ધરીએ. વી.
પાપી અભવ્ય નજરે ન દેખે, હિંસક પણ ઉધરીએ. વી.
ભોઈ સંથારોને નારી તણો સંગ, દુર થકી પરહરીએ. વી.
સચિત્ત પરીહારીને એકલ આહારી, ગુરૂસાથે પદ વરીએ. વી.
પડીકમણા દોય વીધીશું કરીએ, પાપ પડળ પરી હરીએ. વી.
કલીકાળે એ તીરથ મોટો, પ્રવહણ જેમ ભર દરીએ. વી.
ઉત્તમ એ ગિરીવર સેવંતા, પદમ કહે ભવ તરીએ. વીમળગીરી.

ચાલો સખી સિધાચળ જઇએ કે ગિરીવર દેખી સુખ લઈએ.
કે પાલીટાણે જઈ રહીએ. ચાલો.

એ ગિરી જાત્રા જે આવે. કે ભવ ત્રીજે
તે સીધ જાવે કે અજરામર પદવી પાવે. ચાલો.

કે જાત્ર નવાણું કરીએ કે નવકાર લાખ ખરા ગણીએ,
કે ભવસાગર સેહેજે તરીએ. ચાલો.
કે છઠ અઠમ કાયા કસીએ. કે મોહરાજા સામે ધશીએ.
કે વેગે શિવપુરમાં વસીએ. ચાલો.
કે સકળ તીરથનો એ રાજા કે સુરજ કુંડે જળ તાજા,
કે રોગી નર હોય સાજા. ચાલો.
કે કેસર ચંદન ઘોળી, કે કસ્તુરી બરાસ ભેળી,
કે પુજાની સરવે મળી ટોળી. ચાલો.
કે પુજીને ભાવના ભાવો, કે કેવળજ્ઞાન જુગલ પાવો,
કે જો હોય શિવપુરમાં જાવો. ચાલો.
કે અઢાર ઈઠોતેર વરસે, કે મહાવદ પાંચમને દીવસે,
કે ભેટયા શ્રી આદીશ્વર ઉલસે. ચાલો.
કે જીન ઉતમ પદની સેવા, જુવો તમે દેવાધિ દેવા,
કે શીવરૂપ લક્ષ્મી સુરનીત મેવા.
ચાલો સખી સિદ્ધાચળ જઇએરે ઈતિ. સંપૂર્ણ.

ધનધન શ્રી અરિહંતનેરે, જિણે ઓળખાવ્યો લોક. સલુણા.
તે પ્રભુની પુજા વિનારે, જનમ ગમાવ્યો ફોક. સલુણા.
જિમ જિમ અરિહા શેવીએરે, તિમતિમ પ્રગટે જ્ઞાન. સલુણા.
જ્ઞાનીના બહુ માનથીરે, જ્ઞાન તણાં બહુમાન. સલુણા.
જ્ઞાનવિના આડંબરીરે, પામે જગ અપમાન. સલુણા.
કપટ ક્રીયા જંનરંજનેરે, મૌનવૃતિ બગધ્યાન. સલુણા.

---

પાલીતાણું રળીયામણુંરે લાલ, રૂડી લલતા સાર પાગરે લાલ. ઊંચોગઢ સેત્રુંજોરે લાલ, નીચી છે વડ વાવ્યરે લાલ. પ્યારો સેત્રુંજો મને સાંભર્યોરે લાલ, આદીજન લાગોછો રંગરે લાલ. સેત્રુંજાગઢ પાગે ચઢતારે લાલ, સુરજ કુંડમાં નહિવરિરે લાલ. ૪ પેહેરવા ખીરોદક ધોતીઆરે લાલ, પુજવા આદી જનંદરે લાલ. ૫ કેસરચંદન ઘોળીઆરે લાલ, માહે થયો ઘણો સારરે લાલ. ૬ ભાવે ભગતે પુજા કરૂંરે લાલ, જેમપામું ભવપારરે લાલ. ૭ ચંદ થકી સેવતાંરેલાલ, મોગર લાલગુલાલરે લાલ. ૮ લાખેણો તોરો કરોરે લાલ, કંથે ઠવી ફુલમાલરે લાલ. કરજોડી કરૂ વિન

તીરેલાલ, ત્રાત્રવીજે સુખકારરેલાલ. આવાગમનની વારરે લાલ, મોક્ષ મારગડો બતાવરે લાલ. પાલીતાણું રલીઆમણુંરે.

---

સીધા રથના નંદન વીનવું, વિનતડી અવધાર. ભવમંડપ માંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાય. સી. ૧
ત્રણ રતન મુજ આપો તાતજી. જેમ નાવે સંતાપ. દાનદ યંતારે પ્રભુ કોશલ કરે, આપો પદવી આજ. સી. ૨
ચરણે અંગુઠે તે મેરૂ કંપાવીઆ, માંડા સુરીનાજ નામ. અષ્ટ કરમના તે ઝગડા જીતવા, દીધા વરશીશ દાન. સી. ૩
સાસન નાયક સીવ સુખ દાયકા, ત્રીસલા કુખે રતન. સીધારથના રે વંસ દીપાવીઆ, પ્રભુજી તમને ધનાધ્રન. સી. ૪
વાચક સીખરે કીરતી વીજય ગુરૂ, પરણમું તાસ પસાય. ધરમ તણા એ જન ચોવીસમાં, વીનઅવીજે ગુણ ગાય. ૫
સીધા રથના નંદન વીનવું.

---

### શ્રી જીન નવઅંગ પુજાના દુહા.

જળ ભરી સંપુત પત્રમાં, જુગલીક નર પુજંત;
રીખભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત.

જાનું બળે કાઉસગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પુજ્જે જાનું નરેશ.
લોકાંતિક વચને કરી, વરસ્યા વરશીદાન;
કરકંડે પ્રભુ પુજતાં, પુજો ભવિ બહુ માન.
માન ગયો દોય હંસથી, દેખી વીરજય અનંત;
ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત.
સિદ્ધસહ્લા ગુણ ઉજળી, લોકંતિક ભગવંત;
વશીયા તેણે કારણ ભવી, સિધ શીખા પુજંન.
તિરથંકર પદ પુન્યથી, ત્રિભુવન જન શેવંત;
ત્રિભુવન તીલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત.
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર રસ્તુલ;
મધુરધ્વુની સુરનર સુણો, તીણે ગળે તિલક અમુલ.
રૂદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોશ;
હેમ દહે વન ખંડને, રૂદય તીલક સંતોષ.
રત્ન ત્રઈ ગુણ ઉજળી, સકળ સુગુણ વીશરામ;
નાભી કમળની પુજના, કરતા અવીચળ ધામ.
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પુજા બહુ વીધ રાગશું, કહે સુભવીર જિણંદ.

---

## અથ પજુશણની થોયો.

સતરભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોછવ કીજેજિ;
ઢોલ દદામા ભેરીને ફેરી, ઝલરી નાદ સુણીજેજિ;
વિર જિન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજિ;
પરવ પજુસણ પુરવ પુન્યે, આવ્યાં એમ ગણીજેજિ. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચતારી અઠ કીજેજિ;
ઉપર વળી દસ દોય કરીને, જિન ચોવીસે પુજેજિ;
વડા કલપનો છઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજિ;
પડવેને દીન જનમ મહોછવ, ધવળ મંગળ વરતીજેજિ. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠમનો તપ કીજેજિ;
નાંગકેતુની પરે કેવળ લહીએ, જો સુભ ભાવે રહીએજિ;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજિ;
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરીત્ર સુણીજેજિ. ૩
બારસેં સુત્રને સમાચારી, છંવછરી પડીકમીએજિ;
ચૈત્ર પ્રવાડી વીધીસ્યું કીજે, સકળ જંતુને ખામીજેજિ;
પારણાને દીન સ્વામીવછળ, કીજે અધીક વડાઈજિ;
માન વીજય કહે સકળ મનોરથ, પુરે દેવી સીધાઈજિ. ૪

ચીંતામણ ચીંતા ચુરશે, આદેશર આશા પુરસે;
સાંતીનાથની શેવા જે કરે જે, જોઈએ તે આવી મળે.

---

## અથ સીધચક્રની થોયો.

જીવ સાસન વંછીત, પુરણ દેવ રસાળ;
ભાવે ભવી ભણીએ, સીધચક્ર ગુણ માળ;
ત્રીહુ કાળે એહની, પુજા કરે ઉજમાળ;
તે અમર અમર પદ, સુખ પામે સુવીશાળ. ૧

અરીહંત સીધ વંદો, આચારજ ઊવઝાય;
મુની દરસણ નાણું ચરણ, તપ એ સમુદાય;
એ નવ પદ સમુદીત, સીધચક્ર સુખદાય;
એ ધ્યાંને ભવીનાં, ભવ કોટી દુખ જાય. ૨

આસો ચઈતરમાં, સુદી સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબીલ નીરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડા ચ્યાર;
એકાસી આંબીલ, તવ આગમ અનુંસાર. ૩

શ્રી સીધચક્ર શેવક, શ્રી વીમલેસર દેવ;
શ્રીપાળ તણી પેરે, સુખ પુરે સ્વયમેવ;

દુખ દોહંગ નાવે, જે કરે એહની સેવ;
શ્રી સુમતી સુગુરૂનો, રામ કહે નીત મેવ. ૪

---

## બીજની થોય.

દીન સકળ મનોહર, બીજ દીવસ સુવીશેશ,
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ,
તીહાં ચંદ્ર વીમાને, સાસ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દીન, પ્રણમું આણી નેહ; ૧

---

## પાંચમની થોય.

શ્રાવણ સુદી દીન પંચમીએ, જનમ્યા નેમ જિણંદતો;
સ્યામ વરણ તનું શોભતુંએ, મુખ સારદકો ચંદતો;
સહસ વરસ પ્રભુ આવખુએ, બ્રમચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોચ્યા મુગતી મહંતતો. ૧

---

## આઠમની થોય.

મગળ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુર રાજજિ;
આઠ જાતના કળસ ભરીને, નવરાવી જિન રાજજિ;

વીર જિનેશર જનમ મહોછવ, કરતાં સિવ સુખ સાધેજિ;
આઠમતો તપ કરતાં અમ ઘેર, મગલ કમલા વાધેજિ.

---

## એકાદશીની થોય.

એકાદશી અતી રૂઅડી, ગોવીંદ પુછે નેમ;
કીણ કારણ એ પરવ મોહું, કહોને મુજશું તેમ;
જીનવરે કલ્યાંણક અતિ ઘણા, એકશોને પંચાસ;
તેણે કારણ એ પરવ મોહું, કરો મન ઉપવાસ. ૧

## સિધ્ધગીરીની.

શ્રી સેત્રુંજે તીરથ સારો, ગિરીવરમાં જેમ મેરૂ ઉદારો;
ઠાકોર રાંમા પાસ. મંત્ર માંહી નવકારજ જાણું,
તારામાં જેમ ચંદ્ર વખાણું; જળધર જળમાં જાણું.
પંખીમાં ઉત્તમ જેમ હંશ, કુળ માંહી જેમ રીખવનો વંશ;
નાભિ તણો એ અંસ. ખેમાવંતમાં શ્રીં અરહંત,
તપસુરામાં માહા મુનિવંત, સેત્રુંજે ગયા ગુણવંત. ૧

---

પુંડર ગિરી મહીમા, આગમમાં પરસીધ,
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીદ્ધ,

પંચમ ગતી પોહોત્યા, મુનીવંર કોડા કોડ;
એણે તીરથે આવી, કર્મ વીપાતક છોડ.

---

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા.
જગત સ્તિથિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ સિરિ રાયા, મોક્ષ નગરે સધાયા. ૧

---

રૂષભ ચંદ્રાન વંદન કીંજે, વારિષેણ દુઃખ વાંરેજિ;
વર્ધમાન જિનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજિ;
ભરતાદિક ખેત્રે મળી હોવે, ચ્યાર નામ ચિત્ત ધારેજિ;
તેણે ચ્યાર એ સાશ્વત જિનવર, નમીએ નિત્ય સવારેજિ.

---

પ્રહ ઉઠી વંદુ, રીખવદેવ ગુણ વંત;
પ્રભુ બેઠા સોહીએ, સમવ સરણ ભગવંત;
જેને છત્ર બીરાજે, ચમર ઢાળે ઈંદ્ર;
જનના ગુણ ગાવે, સોહંગ નારીને વંદો.

---

## શ્રી મંદરજીનની.

શ્રી શ્રીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં શેવ;
સકળ આગમ પારક, ગણધર ભાખીત વાણુ;
જયવંતી આંણા જ્ઞાન વીમળ ગુણ ખાંણી.

---

માવદર ખેત્રમાં મંદિરસ્વામી, સોનાનું સિંહાસનજિ;
રૂપાનું ત્યાં છત્ર બિરાજે, રત્ન મણીમાં દિવા ચ્યારજિ;
કુમકુમ વરણી ત્યાં ધુમરી બિરાજે, મોતીના અક્ષર સારજિ;
ત્યાં બેઠા શ્રી મંદિર સ્વામી, બોલે મધુરી વાણીજિ.
કેસર ચંદન ભરી કચોળાં, કસ્તુરી બરાસોજિ;
પેહેલી પુજા મોરી હોજો, ઉગમતે પ્રભાતેજિ.

---

પાસ જિણંદા વામાનંદા. જબ ગરભે ફલી;
સુપનાં દેખે અર્થ વિપેખે, કહે મઘવા મળી.
જિતવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે;
નેમિ રાજિ ચિત્ત વિરાજિ વિલોક્ત વ્રત લીએ.

### સાખિયો.

વિર જિનેશ્વર સોહિઓ, ભમીયો કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત.

---

જગમાં તિરથ દો વડા, શેત્રુંજો ગિરનાર;
એક ઘડ રિખવ સમોસર્યા, એક ઘડ નેમ કુંમાર.

# नवाणुं प्रकारनी पुजा.

## પુજા ૧ લી.

### દુહા.

શ્રી સંખેશ્વર પાસજી, પ્રણમી સુભ ગુરૂ પાય;
વિમળાચળ ગુણ ગાઇસ્યું, સમુરી સારદ માય. ૧
પ્રાઇએ ગીરી સાસ્વતો, મહિમાનો નહી પાર;
પ્રથમ જિણંદ સમોસરયા, પુરવ નવાણું વાર. ૨
અઢીય દ્વીપમાં એ સમો, તિર્થ નહિ ફળ દાયં;
કળિયુગ કલ્પ તરૂ લહી, મુગતા ફળ સ્યુ વધાય. ૩
જાત્રા નવાણું જે કરે, ઊતક્રષ્ટે પરિમાણ;
પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચળ ધામ. ૪
નવ કળશે અભિશેક નવ, ઇમ એકાદસ વાર;
પુજા દીઠ શ્રીફળ પ્રમુખ, ઇમ નવાણું પ્રકાર. ૫

**ઢાળ.** જુમખડાની દેશી. જાત્રા નવાણું કરીએ સલુણા, કરીએ પંચ સનાત સુનંદાકો કંત નમો; ગુણણું લ-

ખ નવકાર ગણીજે, દોય અઠમ છઠ સાત સુ૦ ૧ રથ-
જાત્રા પરદક્ષણા દીજે, પુજા નવાણું પ્રકાર. સુ૦ ધુપ દીપ
ફળ નૈવેદ મુકી, નમીએ નામ હજાર સુ૦ ૨ આઠ અં-
ધિક સત ટુંક ભરેલી, મોટી તીહાં એકવીસ; સુ૦ શત્રુંજ્ય
ગિરી ટુંક એ પહેલું, નામ નમો નિશ દીશ, સુ૦ ૩ સહ-
સ અધીક અઠ મુનીવર સાથે, બાહુબલી શિવ ઠામ;
સુ૦ બાહુબલી ટુંક નામ એ બીજુ, ત્રીજુ મરૂદેવી નામ.
સુ૦ ૪ પુંડરીકગીરી નામ એ ચોથું, પાંચ કોડી મુની
સિદ્ધ સુ૦ પાંચમી ટુંક રૈવત ગીરી કહીએ, તિણે એ ના-
મ પ્રસિદ્ધ, સુ૦ ૫ વિમંળાચળ (૬) શિદ્ધરાજ (૭) ભગી-
રથ (૮) પ્રણમી જે શિદ્ધખેત્ર, સુ૦ છહરી પાળી ઇણે
ગિરી આવી, કરિએ જન્મ પવિત્ર સુ૦ ૬. પુજાએ પ્રભુ
રીજવુરે, સાધુ કાર્ય અનેક. સુ૦ શ્રીશુભ વીર રૂદયમાં વ-
સજો, અલબેલા ઘડી એક સુ૦ ૭. અથ કાવ્ય; ગિરિવર
વિમળાચળ નામકં, રીખભ મુખ્ય જિનાંદ્રિ પવિત્રિતં રૂદિ
નિવેસ્ય જલૈર્જિન પુજન. વિમળ માપ્પ કરો મિનિ જા-
ત્મકં. ૧ એ કાવ્ય પુજાદીઠ કેહેવુંઓં ર-હી શ્રી પરમ પુ-
રૂષાય, પરમેશ્વરાયે; જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રી-
મતે જિનેંદ્રાય; જળાદિકં યજામહે સ્વાહા; એ મંત્ર પુ-
જા દીઠ કહેવો ઈતિપ્રથમ પ્રુજાભિષેકે ઉત્તર પૂજા. ૯

## પુજા ૨ જી.

દુહો. એકેકું ડગલું ભરે, ગિરિ સનમુખ ઉજમાળ;
ક્રોડિ સહસ ભવનાં કરયાં, પાપ ખપે તતકાળ ૧

ઢાળ. રાગ પૂરવી. ઘડી ઘડી સાંભરે શાંતી સલુણા. એ દેશી. ગિરિવર દરસન વીરલાપાવે, પુરવ સંચિત કર્મ ખપાવે; ગિરિ૦ રીખભ જીનેશ્વર પુજા રચાવે, નવ નવ નામે ગિરી ગુણ ગાવે. ગિ૦ ૧ સહસ્ત્ર કમળને (૧૦) મુક્તિ નિયલ ગિરિ (૧૧). સિદ્ધાચળ (૧૨) સતકુટ (૧૩) કહાવે, ગિ૦ ઢંક (૧૪) કદંબને (૧૫) કોડી નિવાસો (૧૬), લોહિત્ય (૧૭) તાળધ્વજસુર (૧૮) ગાવે. ગિ૦ ૨ ઢંકાદિક પંચકુટ સજીવન, સુરનર મુનિ મલીનામ થપાવે ગિ૦ રયણખાણ જડીબુટ્ટી ગુફાઓ, રસકું પીકા ગુરૂ ઇહાં બતાવે. ગિ૦ ૩ પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુ પૂજા રચાવે. ગિ૦. દશ કોટી શ્રાવકને જમાડે, જૈન તિરથ જાત્રા કરી આવે ગિ૦ ૪ તેથી એક મુનિ દાન દિયતાં, લાભ ઘણો સિદ્ધાચળ થાવે, ગિ૦ ચંદ્રશેખર નિજ ભગિનિ સ્યું ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે, ગિ૦ ૫ ચ્યાર હત્યારાનર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે, ગિરિ૦

ચત્રી કાર્તિકી પુનમ જાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે ગિ૦ ૬ રીખભશેન જીન આદ અસંખ્યા, તિર્થ કર મુક્તિ સુખ પાવે. ગિ૦ શિવવહુ વરવા મંડપ એ ગિરિ૦ શ્રી શુભ વીર વચન રસ ગાવે ગિ૦ ૭ ઇતિ દ્વીતીયા ભિષેકે ઉત્તર પુજા. ૧૮

## પુજા ૩ જી.

દુહો—નેમિ વિના ત્રેવિસ પ્રભુ, આવ્યા વિમળ ગિરિંદ;
ભાવિ ચોવીશી આવસ્યે, પદમનાભાદિ જિણંદ.

ઢાળ. મન મોહન મેરે. એ દેશી. ધન ધન તે જગ પ્રાણિયા, મન મોહન મેરે. કરતા ભક્તિ પવિત્ર. મ૦ પુન્યરાશિ (૧૯) મહાબળગિરિ (૨૦), મ૦ દ્રઢશક્તિ (૨૧ સતપત્ર (૨૨), મ૦ વિજ્યાનંદ (૨૩) વખાણીએ, મ૦ ભદ્રંકર (૨૪) મહાપીઠ (૨૫), સુરગિરિ (૨૬) મહાગિરિ (૨૭) પુન્યથી, મ૦ આજ મેં નજરે દીઠ. મ૦ ૨ અયશી જોજન પ્રથમારકે, મ૦ સિતેર સાઠ પંચાસ; મ૦ બાર જોજન સાત હાથનો, મ૦ છઠે પહોળો પ્રકાશ મ૦ ૩ પંચમ કાળે પામવો; મ૦ દુલહો પ્રભુ દેદાર; મ૦ એકે દ્રીવિગલે દ્રીમાં, મ૦ કાઢયો અનંતો કાળ. મ૦ ૪ પચેંદ્રી તિરંજચમાં, મ૦ નહિ સુખનો લવલેશ, મ૦ ગુણાક્ષર

ન્યાયે લહ્યો, મ૦ નરભવ ગુરૂ ઉપદેશ મ૦ ૫ બહુ સુત ચરણની શેવના, મ૦ વસ્તુ ધરમ ઓળખાણ; મ૦ આત્મ સ્વરૂપ રમણે રમે, મ૦ ન કરે જુઠ ડફાણ. મ૦ ૬ કારણે કારજ નિપજે, મ૦ દ્રવ્ય તે ભાવ નિમિત્ત, મ૦ નિમિત્ત વાશી આતમા, મ૦ ભાવના ચંદન શીત મ૦૭ અન્વય વ્યતિરેકે કરી, મ૦ જીન મુખ દરશન રંગ; મ૦ શ્રી શુભવીર સુખી સદા, મ૦ સાધક કિરિયા અસંગ. મ૦ ૮ ઈતી તૃતિયાભિષેકે ઉત્તર પુજા. ૨૭.

## પુજા ૪ થી.

દુહો. શેત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુકકોશ;
દેવ જુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૧

ઢાળ. (અનીહાંરે વાલોજી વાયછે વાંસળીરે;) એદેશી. અનીહાંરે વાલ્હો વસે વિમળા ચળેરે, જીહાં હવા ઉદ્ધાર અનંત વા૦ અનીહાં વાલ્હાથી નહી વેગળારે, મનેવા. લ્હો સુનંદાનો કંત. વા૦ ૧ અ૦ આ અવસરપિણિ કાળમાંરે. કરે ભરત પ્રથમ ઉદ્ધાર; વા૦ અ૦ બીજો ઉદ્ધાર પાટ આઠમેરે, કરે દંડવિરજ ભુપાળ વા૦ ૨ અ૦ શ્રી મંધર વયણાં સુણીરે, ત્રીજો કરે ઇશાનેંદ્ર; વા૦ અ૦ સાગર એક કોડી અંતરેરે, ચોથો ઉદ્ધાર માહેદ્ર. વા૦ ૩

અ૦ દસ ક્રોડી વળી સાગરેરે, કરે પંચમ પંચમ ઇંદ્ર; વા૦ અ૦ એક લાખ ક્રોડીસાગરેરે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર વા૦ અ૦ ચક્રી સગર ઉદ્ધાર તે સાતમોરે, આઠમો વ્યં-તરેંદ્રનો સાર વા૦ ૪ અ૦ તે અભીનંદન ચંદ્ર પ્રભુ સમેરે. કરે ચંદ્ર યસા ઉ૨.વા૦૫ અ૦નંદન શાંતિ જીણંદનારે,ચક્રા-યુદ્ધ દસમ ઉદ્ધાર; વા૦ અ૦ અગિઆરમો રામચંદ્રનોરે, બારમો પાંડવનો ઉદ્ધાર વા૦ ૬ અ૦ વીસ ક્રોડી મુની સાથે પાંડવારે, ઈહાં વરિયા પદ માહાનંદ; વા૦ અ૦ મ. હાનંદ (૨૮) કર્મસુડણ (૨૯) કૈલાસ છેરે (૩૦), પુષ્પદંત (૩૧) જયંત (૩૨) આનંદ (૩૩) વા૦ ૭ અ૦ શ્રીપદ (૩૪) હસ્તગીરી (૩૫) સાસ્વતોરે (૩૬), એ નામ તે પ-રમ નિધાન; વા૦ અ૦ શ્રી શુભવીરની વાણીએરે, ધરી કાન કરો બહુ માન. વા૦૮ ઇતી ચતુર્થભિષેક ઉત્તર પુજા૩૬

## પુજા ૫ મી.

**દુહો.** ચોથે આરે એ થયા, સવિ મોટા ઉદ્ધાર;
સુક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર. ૧.

**ઢાળ.** તેંજે તરણીથો વડોરે, એ દેશી. સંવત એક અડલ તરેરે, જાવડશાનો ઉદ્ધાર; ઉધ્ધરજયો મુજ સાહિ-બારે, નાવે ફરી સંસાર હો જીનજી. ૧ ભક્તિ રૃદયમાં

ધારજોરે, અંતર વૈરી વારજ્યોરે, તારજ્યો દિન દયાળ. એ આંકણી. બાહડ મંત્રીએ ચઉદમોરે, તિરથ કર્યો ઉદ્ધાર. બાર તેરોતેર વર્ષમાંરે. વંસ શ્રીમાળી સાર હો જીનજી ભ૦ ૨ સવંત તેર ઇકોતેરેરે, સમરોશા ઓસવાળ; ન્યાયદ્રવ વિધી સુદ્ધતારે, પન્નરમો ઉદ્ધાર હો જીનજી. ભ૦ ૩ પન્નરસેં સત્યાશિએરે, સોળમો એ ઉદ્ધાર; કરમાશાએ કરાવિયોરે, વરતે છે જયકાર હો જીનજી ભ૦ ૪ સુંરિદુપસહ ઉપદેશથી, વિમળ વાહન ભુપાળ; છેલો ઉદ્ધાર કરાવશેરે; સાસયગિરિ ઉજમાળ. હો જીનજી ભ૦ ૫ ભવ્યગિરિ (૩૭) શિદ્ધશેખરેરે (૩૮), માહાજસનો (૩૯) માલવંત (૪૦) પૃથવીપીઠ (૪૧) દુઃખહર (૪૨) ગિરિરે, મુક્તિરાજ (૪૩) મણિકાંત (૪૪) હો જીનજી ભ૦ ૬ મેરૂ માણીધર (૪૫) એ ગિરિરે. નામે સદા સુખ થાય; શ્રી શુભ વીરને ચીતથીરે, ઘડિયન મેલ્હણ જાય હો જીનજી ભ૦ ૭ ઇતી પંચમા ભિશેકે ઉત્તર પુજા. ૪૫.

## પુજા ૬ ઠી.

**દુહો.** સિદ્ધાચળ સિદ્ધી વર્યા, ગ્રહી મુનિ લિંગ અનંત;
આગે અનંતા સિધસ્યે, પુજો ભવિ ભગવંત. ૧.

**ઢાળ.** ચતુરમેં ચતુરી કુણ જગતકી મોહની, એ

દશી. સખરેમેં સખરી કુણ જગતકી મોહની, રીખભ જિણદકી પડિમા જગતકી મોહની, રયણમ મુર્તિ ભરાઇ જગ૦ હાંહારે જગત૦ પ્યારે લાલ જગત૦ ભરતે ભરાઇ શોય પ્રમાનાલે કરી, કંચન ગિરિએ બિઠાઇ દેખત દુનિયાં ઠરી હાંહાંરે૦ પ્યારે૦ દે૦ સખરે૦ ૧ સાતમો દ્વારમેં ચક્રી સગર સુર ચિંતવી, દુઃખમકાળ વિચ્યાર ગુફામેંજા ઠવી; હાંહાંરે ગુ૦ પ્યારે૦ ગુ૦ દેવ દેવી હરરોજ પુજનકું જાવત, પુજાકો ઠાઠ બનાય સાંયું ગુણ ગાવતે. હાંહારે સાં૦ પ્યા૦ સાં૦ સખર૦ ૨ અપછરા ઘુંઘટ ખોલકે આગે નાચતે, ગીત ગ્યાન ઉર તાન ખડા હરી દેખતે. હા૦ ખ૦ પ્યા૦ ખ૦ જિન ગુણ અમૃત પાનસેં મગનભઇ ઘડી, ઠમ ઠમ ઠમકે પાંઉ બસૈયાં લે ખડી. હાં બ૦ પ્યા૦ બ૦ સખર૦ ૩ યા રીત ભક્તિ મગન્નસેં સુર શેવા કરે, સુર સાનિધ નર દર્શન ભવ તીજે તરે. હાં૦ ભ૦ પ્યા૦ ભ૦ પશ્ચિમ દિશ સોવન ગુફામેં માલ્હતે, તિને કંચનગિરી (૪૬) નામકે દુનિયાં બોલતે. હાં૦ દુ૦ પ્યા૦ દુ૦ સખર૦ ૪ આનંદઘર (૪૭ પુન્યકંદ(૩૮) જયાનંદ(૪૯) જાણીએ, પાતાળ મુળ (૫૦) વિભાસ(૫૧) વિશાળ(૫૨)

વખાણીએ; હાં૰ વિ૰ પ્યા૰ વિ૰ જગતારણ(૫૩) અકલંક(૫૪) એ તીરથ માનીએ, શ્રીશુભ વીર વિવેકે પ્રભુંકું પીછાણીએ. વાં૰ પ્ર૰ પ્યા૰ પ્ર૰ સખર૰ ૫

ઇતિ ષષ્ટમાભિષેકે ઉત્તર પુજા. ૫૪.

## પુજા ૭ મી.

દુહો. નમિ વિનમી વિદ્યાધરા, દાય ક્રોડ મુનિરાય;
સાથે સિદ્ધિ વધુ વરયા; શેત્રુંજયે સુપસાય. ૧

ઢાળ. સહસા વનમાં એક દિન સ્વામી. એ દેશી

આવ્યા છું આશ ભરયાંરે, વહાલાજી અમે આવ્યાંરે આશા ભરયાં. એ આંકણી૰ નમિ પૂત્રી ચોસઠ મળીને, રીખભ પાંઉં પરયાં; કરજોડિ વિનયે પ્રભુ આગે, ઇમ વચણાં ઉચરયાંરે. વા૰ ૧ નમિ વીનમીજે પુત્ર તુંમારાં, રાજ્ય ભાગ વિસરયા; દીન દયાળે દીધો પામી, આજ લગે વિચરયાંરે. વા૰ ૨ બાહ્ય રાજ્ય ઊભગી પ્રભુ પાશે, આવ્યે કાજ સરયાં; અમો પાણ તાતજી કારજ સાધુ, સાંનિધ્ય આપ કરયાંરે. વા૰ ૩ ઇમ વદંતી પાગે ચઢંતી, અણસણ ધ્યાન ધરયાં; કેવળ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોત મળ્યાંરે. વા૰ ૪ એક અંવગાહને સિદ્ધ અનંતા, દ્રુગ ઉપયોગ વરયાં; ફરસિત દેશ પ્રદેશ અસંખ્યિત

ગુણાકાર કરયાંરે. વા૦ ૬ અકરમક (૫૫) મહા તિરથ(૫૬) હેમગિરિ(૫૭), અનંત શક્તિ ભરયાં (૫૮); પુરૂષોતમને (૫૯) પર્વત રાજા(૬૦), જ્યૌતી રૂપ(૬૧) ધરયાંરે વા૦ ૬ વિલાસભદ્ર (૬૨) સુભદ્ર (૬૩) એ નામે, સુણતાં ચિત ઠરયાં; શ્રીશુભ વીર પ્રભુ અભિષેકે, પાતીક દુર હરયાંરે વા૦ ૭ ઈંતી સપ્તીમાભિષેકે ઉત્તર પુજા ૬૩.

## પુજા ૮ મી.

દુહો. દ્રાવિડને વાલિ ખિલ્લજી, દશ કોડિ અણગાર;
સાથે સિધિ વધુ વર્‍યાં, વંદુ વારંવાર. ૧

ઢાળ. તોરણ આઈ કયું ચલેરે. એ દશી. ભરતને પાટે ભુપતીરે, સિધિ વરયા ઇણે ઠાય સલુણા. અસંખ્યાતા તિહાં લગેરે, હુઆ અજીત જિન રાય સલુણા. ૧ જિમ જિમ એ ગીરી ભેટીએરે, તીમ તીમ પાપ પલાય; સ૦ અજીત જીનેશ્વર સાહીબારે, ચોમાસુ રહી જાય સ૦ જી૦ ૨ સાગરમુનિ એક કોડીશુંરે, તોડયા કર્મના પાસ; સ૦ પાંચ કોડી મુની રાજસ્યુંરે. ભરત લહ્યા શીવ વાસ. સ૦ જી૦ ૩ આદીશ્વર ઊપગારથીરે, સત્તર કોડી સાથ; સ૦ અજીતશેન સિદ્ધાચળેરે, ઝાલ્યો શીવવહુ હાથ. સ૦ જી૦ ૪ અજીતનાથ મુનિ ચૈત્રનીરે, પુનિમે દશ

હજાર; સ૦ આદીત્ય યસા મુક્તિ વરચારે, એક લાખ અ-
ણગાર. સ૦ જી૦ ૫ અજરામર ખેમંકરૂરે(૬૫), અમ-
રકેત(૬૬) ગુણકદ(૬૭); સ૦ સહસ પત્ર(૬૮) શીવંક-
દ(૭૦) તમોકંદ(૭૧) સ૦ જિ૦ ૬ રાજ્ય રાજેશ્વર એ
ગીરીરે, નામછે મંગળ રૂપ; સ૦ ગીરીવર રજતરૂ મં-
જરીરે, શીશ ચઢાવે ભુપ. સ૦ જી૦ ૭. દેવ જુગાદી
પુજતાંરે, કર્મ હોવે ચકચુર; સ૦ શ્રી શુભ વીરને સાહી-
બારે, રેહેજ્યો હઇડા હજુર. સ૦ શ્રી શુભ વીરને સાહી-
બારે, રેહેજ્યો હઇડા હજુર. સ૦ જી૦ ૮ ઇત્યષ્ટમાભી-
ષેકે ઉત્તર પુજા. ૭૨.

## પુજા ૯ મી.

દુહો. રામ ભરત ત્રણ કોડીશું, કોડી મુનિ શ્રીસાર;
કોડી સાઢીઆડ શિવ વર્યા, શાંબ પ્રધુમ્ન કુમાર. ૧

ઢાળ. એ ઉંચોને અલબેલોરે, કામણગારો કાનુડો, એ દશી. સિદ્ધાચલ શિખરે દીવોરે, આદિસ્વર અલબેલો છે; જાણે દર્શન અમૃત પીવોરે, આ૦ શિવ શામજશાંની લ્હારેરે, આ૦ તેર કોડિ મુનિ પરિવારેરે. આ૦ સિ૦ ૧ કરે શિવસુંદરીનુ આણુરે, આ૦ નારદજી લાખ એ-કાણુંરે; આ૦ વસુદેવની નારી પ્રસિધ્ધીરે, આ૦ પાંત્રીશ

હજાર તે સિધ્ધીરે. આ૦ આ૦ સિ૦ લખ બાવનને એક ક્રોડીરે, આ૦ પંચાવન સહસને જોડીરે, આ૦ આ૦ સાતસેં તીસ્યોતેર સાધુરે, આ૦ પ્રભુ શાંતી ચોમાસુ કીધુંરે. આ૦ સિ૦ ૩ તવ એ વરિયા શિવનારીરે, આ૦ ચૌદ સહસ મુનિ દમિ તારીરે, આ૦ પ્રધુમ્મ પ્રીયા અચંભીરે, આ૦ ચૌઆલીસસે વૈદરભીરે, આ૦ સિ૦ ૪ થાવચ્યા પુત્ર હજારેરે, આ૦ શુક પરિવાજક એ ધારેરે; આ૦ શેલંગપાણસય વિખ્યાતેરે, આ૦ સુભદ્ર મુની શય સાતેરે. આ૦ સિ૦ ૫ ભવ તરીયા તિણે ભવ તારણરે (૭૩) આ૦ ગજચંદ્ર (૭૪) મહોદય (૭૫) કારણરે; આ૦ સુરકાંત (૭૬) અચળ (૭૭) અભીનંદારે (૭૮), આ૦ સુમતિ(૭૯) શ્રેષ્ટાડ (૮૦ ભયકંદારે આ૦ સિ૦ ૬ ઇહાં મોક્ષ ગયા કેઇ ક્રોટીરે આ૦ અમને પણ આશા મોટીરે, આ૦ સરધા સંવેગે ભરિયોરે, આ૦ મે મોટો દરીયો તરિયોરે. આં૦ સિ૦ ૭ સરધા વિણ કુણ ઇહાં આવેરે, આ૦ લઘુ જળમાં કિમ તે નાવેરે, આ૦ તિણે હાથ હવે પ્રભુ ઝાલોરે, આ૦ શુભવીરને હઇડે વ્હાલોરે, આ૦ સિ૦ ૭ ઇતી નવમાંભિશેક ઉત્તર પુજા. ૮૧.

---

# પુજા ૧૦ મી.

દુહો. કદંબ ગણધર કોડીશું, વળી સંપતિ જીન-રાજ; થાવચ્ચાતસ ગણધરૂ, સેંહસ શું સિધ્યાં કાજ. ૧

ઢાળ. ધન ધન જીનવાણી, એ દેશી. ઇમ કેઇ સિધ્ધિ વર્યા મુનીરાયા, નામથી નિરમળ કાયારે; એ તિરથ તારૂં, જાલી મયાલીને ઉવયાલી; સિધ્યા અણસણ પાળીરે. એ૦ ૧ દેવકી ખટ નંદન ઇહાં સિધ્યા, આતિમ ઉજળ કીધારે; એ૦ ઉજવળ કીધારે; એ૦ ઉજ્જવળગિરિ (૮૨ મહાપદમ (૮૩) પ્રમાણો, વિશ્વાભંદ (૮૪) વખાણોરે,એ૦ ૨ વિજય ભદ્રને(૮૫) ઇંદ્ર પ્રકાશો (૮૬), કહીએ કપદિ વાસોરે (૮૭); એ૦ મુક્તિનિકેતન (૮૮) કેવળ દાયક(૮૯) ચર્ચગિરિ ગુણ લાયકરે ૯૦), એ૦૩ એ નામે ભય સઘળાં નાસે, જય કમળા ઘર વાસેરે; એ૦ શુકરાજા નિજ રાજ્ય વિલાશી, ધ્યાન ધરે ખટ માશીરે. એ૦ ૪ દ્રવ્ય શેવનથી સાજા તાજા, જીમ કુકડો ચંદ રાજારે; એ૦ ધ્યાતી ધ્યેય ધ્યાન પદ એકે, ભાવથી શિવ ફળ ટેકેરે. એ૦ ૫ ડાલને છંડી પ્રહ્મને વળગો, જાણ ન થાએ અળગોરે; એ૦ મૂળ ઉરધ્ધ અધશાખા ચારે, છંદ પુરાણે વિચારેરે. એ૦ ૬ ઇંદ્રય ડારા વિખય પ્રવાળા; જાણંતા પણ બાળારે; એ૦ અ

નુભવ અમૃત જ્ઞાનની ધારા, જીનસાસન જયકારારે. એ૦
૭ ચાર દોષ કિરીયા છંડાણી, યોગા વંચક પ્રાણીરે;
એ૦ ગિરિવર દર્શન ફર્શન જોગે, સવેદનને વિજોગેરે. એ૦
૮ નિર્જરતો ગુણ શ્રેણે ચઢતો, ધ્યાનાંતર જઇ અડતોરે;
એ૦ શ્રી શુભ વીર વશો સુખ મોજે, શિવસુંદરીની સેજેરે.
એ૦ ૯ ઇતી દશમાભિષેકે ઉત્તર પુજા ૯૦

## પુજા ૧૧ મી.

દુહો. શતરૂંજય ગિરિ મંડણો, મરૂદેવાનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જીણંદ. ૧

ઢાળ. વીર કુંવરની વાતડી કેને કહીએ. એ દેશી.
તીરથની આશાતના નવિ કરીએ, નવિ કરીએરે નવિ ક-
રીએ; ધુપ ધ્યાન ઘટા અનુસરીએ, તરીએ સંસાર. તી૦
૧ આશાતના કરતાં થકાં ધન હાણી, ભુખ્યાં ન મળે અન્ન
પાણી; કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ. તી૦
૨ પરભવ પરધામીને વશ પડશો, વૈતરણી નદીમાં ભળશો;
અગનીને કુંડે બળશો, નહિ સરણું કોય. તી૦ ૩ પુરવ
નવાણું નાથજી ઇહાં આવ્યા, સાધુ કેઇ મોક્ષ સધાવ્યા;
શ્રાવક પણ સિધ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિ નામ તી૦ ૪
અષ્ટોતર સત કુટએ (૯૧) ગિરી ઠામે, સુંદર્વે (૯૨) યશો

ધર (૯૩) નામે; પ્રીતી મંડણ (૯૩) કામુક કામે (૯૫) વળી સેહજાનંદ (૯૬) તી૦ ૫ મહેંદ્ર ધ્વજ(૯૭) સરવારથ સિધ (૯૮) કહીએ, પ્રીયંકર નામ (૯૯) એ લહીએ; ગિરી શીતળ છાંહે રહીએ, નિત્ય કરીએ ધ્યાન તી૦ ૬ પુજા નવાણુ પ્રકારની એમ કીજે, નરભવનો લાહોલીજે; વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરીણામ. તી૦ ૭ શેવન ફળ સંસારમાં કરે લીલા, રમણી ધન સુંદર બાળા; શુભ વીર વિનોદ વિશાળા, મંગળ શિવ માળ. તી૦ ઇત્યેકાદશમાભિષેકે ઉત્તર પુજા ૯૯.

કળસ.—રાગ ધન્યાશ્રી. ગાયો ગાયોરે વિમળાચળ તીરથ ગાયો, પર્વતમાં જિમ મેરૂ મહીધર; મુની મંડણ જીન રાયો, તરૂગણમાં જિમ કલ્પ તરૂવર, તિમ એ તિર્થ સવાયોરે. વિ૦ ૧ જાત્રા નવાણું અમે ઇહાં કીધી, રંગ તરંગ ભરાયો; તિરથ ગુણ મુગતાફળ માળા, સંઘને કંઠે ઠવાયોરે. વિ૦ ૨ શેઠ હેમાભાઇ હુકમ લહીને, પાળીતાણા શિર ઠાયો; મોતીચંદ મલુકચંદરાજે, સંઘ સકળ હરખાયોરે. વિ૦ ૩ તપગચ્છ સિંહસુરીશ્વર કેરા, સત્યવિજ્ય સત્ય પાયો; કપુરવિજ્ય ગુરૂ ખિમાવિજ્ય તસ, જસવિજ્યો મુનીરાયોરે વિ૦ ૪ શ્રી-

શુભ વિજય સુગુરૂ સુપસાએ, શુત ચિંતામણી પાયો; વિજયદલેંદ્ર સુરીશ્વર રાજે, પુજા અધીકાર રચાયોરે. વિ૦ ૫ પુજા નવાણું પ્રકારી રચાવો, ગાવો એ ગિરી રાયો; વિધી જોગે ફળ પુરણ પ્રગટે, તવ હઠ વાદ હઠાયોરે. વિ૦ ૬ વેદ વસુ ગજ ચંદ્ર સવત્સર, (૧૮૮૪) ચૈત્રી પુનમ દિન ધ્યાયો; પંડિત વીરવીજય પ્રભુ ધ્યાને, આતિમ આપ ઠરાયોરે. વિ૦ ૭ ઇતી શ્રી નવાણું પ્રકારની પુજા સંપૂર્ણ. સર્વ ગાથા ૧૦૫ અથ વિધિ જઘન્યથી ૯ કળસવાળા. ઉતકૃષ્ટા ૯૯ શ્રાવક તથા જઘન્યથી ૯ જાતિનાં ફળ નંગ ૧૧-૧૧ પુજા દીઠ ૯-૯ નવ નવ મુકીએ ઇમ અગીયાર નવા નવાણું થાય. એ રીતે સુખડી પણ નવ જાતની નંગ ૧૧—૧૧ તથા દીવા ૯૯ વંસમાળે ધરીએ. સાથીઆ નવાણું ચોખાના કરીએ ઇતી શ્રી વીધી સંપુર્ણ.

## સનાત્ર પુજા.

સરસં શાંતી સુધારસ સાગરં, સુચિતરંગુણ રત્ન મહાગરં; ભવિક પંકજ બોધ દીવાકરં, પ્રતિદિનં પ્રણમાંમિ જીનેશ્વરં. ૧ દુહા; કુસુમા ભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક; મજ્જન પિઠે થાપિને, કરીયે જળ અભિષેક. ૨ ગાથા. જીણ જમ્મ સમએ મેરૂ, સિહ રંમિ રયણ કયણ

કલશેહિં; દેવાસુરહિ ન્હવિઓ, તે ધન્ના જેહિં દીઠોસિ. ૩
નિરમળ જળ કળશે ન્હવરાવે, વસ્ત્ર અમુલક અંગ ધરા-
વે; કુસુમંજલી મેલ્હો આદિ જીણંદા, સિદ્ધ સ્વરૂપી અંગ
પખાળી, આતિમ નિરમળ હુએ સુખ માળી. કુ૦ ૪
ગાથા મચકુંદ ચપ માલય, કમળાએ પુષ્પ પંચ વન્નાએ;
જગ નાહ ન્હવાણ સમએ, દેવા કુસુમંજલી દંતીકુ૦ ૫
નમો૦ રયણ સીહાસન જીન થાપીજે, કુશુમંજલી પ્રભુ
ચરણે દિજે; કુસુમંજલી મેલ્હો શાંતિ જીણંદા. દુહાઃ જી-
ણતિહુ કાળય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર; તસુ ચરણે
કુસુમંજલી, ભવિક દુરિત હરનાર. ૬ નમો૦ કૃશ્નાગરવર
ધુપ ધરીજે, સુગંધ કર કુસુમંજલી મેલ્હો નેમિ જીણંદા;
ગાથા જસુ પરિમલ બલ દહ દિસિ, મહુકાર ઝંકાર સધ્ય
સંગીઆ; જીન ચરણો વરિ મુક્કા; સુરનર કુસુમંજલી
સિદ્ધા. ૭ નમો૦ પાસ જીણેસર જગ જયકારી, જળ
થળ ફુલ ઉદક કરધારી; કુસુમંજલી મેલ્હો પાર્શ્વ જીણં-
દા. દુહા. મુકે કુસુંમંજલી સુરા, વીરચરણ સુકમાલ; તે
કુસુમંજલી ભવિકનાં, પાપ હરે ત્રિણ કાળ. ૮ નમો૦
વિવિધ કુસુમ વર જાતિગ હેવી, જીન ચરણે પણ મંત
ઠવેવી; કુસુમંજલી મેલ્હો વિર જીણંદા, વસ્તુઃ ન્હાવણકાલે ૨.
દેવ દાણવ સમુચ્ચય, કુસુમંજલી તહિ સઠવિય; પસરંત

દિસિ પરમિલ સુગંધિય, જીણ પય કમળે નિવડેઇ વિ-ગ્ઘ હરજસ નામ મતો. અનંતહ ચઉવીસ જીન, વાસ વુ-મલિય અશેસ; કુસુમંજલિ સુહ કરો, ચઉવિહ સઘ વિશેષ. ૯ નમો૦ કુસુ૦ ચોવિસ જીણંદા, અનંત ચઉવિસી જીનજી જુહારૂં; વર્ત્તમાન ચોવીસી સંભારૂં. કુ૦ ચોવીસ જીણંદા. દુહા: મહાવિદેહે સંપ્રત્તિ, વિરહમાન જીન વીસ; ભક્તિ ભરે તે પુજીયા, કરો સંઘ સુજગીસ. ૧૦ નમો૦ અપછર મંડળી ગીત ઉચારા, શ્રીસુભ વીરવિજય જયકારા; કુ૦ સર્વ જીણંદા, ઇતિ શ્રી કુસુમંજલયઃ અથઃ કળસઃ દુહા સયળ જીણેસર પાય નમી, કલ્યાણક વીધી તાસ; વરણ-વતાં સુણતાં થકાં, સંઘની પુગે આશ. ૧ ઢાળ: એક દિન અ-ચિરા હુલરાવતી. એ દેશી. સમકીત ગુણ ઠાણે પરિણમ્યા; વળી વ્રતધર સંજમ સુખ રમ્યા વિસ થાનિક વિધીએ તપ કરી, એશી ભાવ દયા દિલમાં ધરી ૨ જો હોવે મુજ શક્તિ ઇશી, સવિ જીવ કરૂં સાસનરશી; સુચિ રસ ઢળતે તીહાં બાં-ધતાં, તિર્થંકર નામ નિકાચતા ૩ સરાગથી સંજમ આચરી, વિચમાં એક દેવનો ભવ કરી;ચવિ પનર ખેત્રે અવતરે ,મધ્ય ખંડે પિણ રાજવી કુળે. ૪ પટરાણી કુખે ગુણ નિલો, જીમ માન સરોવર હંસલો; સુખ સજ્યાએ રજની શેષે, ઉતરતા ચઉદ સુપન દેખે. ૫ ઢાળ: પેહેલે ગજવર દીઠો,

બીજે વૃખભ પહીઠો; તીજે કેશરીસિંહ, ચોથે લખમી અબીહ. ૧ પાંચમે ફુલની માળા, છઠે ચંદ્ર વિશાળા; રવિ રતિ ધ્વજ મોટો, પૂર્ણ કળસ નહીં છોટો. ૨ દસમે પદમ સરોવર, અગિયારમે રતનાગર; ભુવન વિમાન રત્નગંજી, અગનિ શીખા ધુમ વર્જિ. ૩ સ્વપ્ન લહિજે રાયને ભાશે, રાજા અર્થ પ્રકાશે; પુત્ર તિર્થંકર ત્રિભુવન નમશ્યે, સકળ મનોરથ ફળશ્યે. ૪ વસ્તુ; અવધી નાણે ૨ ઉપના જિન-રાજ, જગત જસ પરમાણુઆ; વિસ્તરયા વિશ્વજંતુ સુખ-કાર, મિથ્યાત્વતારા નિરબળા ધરમ ઉદય પરભાત, સુંદર માતા પણ આણંદિયાં; જાગતિ ધરમ વિધાન, જાણંતિ જગ તિલક સમો. હોશે પુત્ર પ્રધાન ૧ દુહા. સુભ લગ્ને જિન જનમિયા, નારકિમાં સુખજ્યોત; સુખ પામ્યા ત્રિ-ભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧ ઢાળ કડખાની દેશી. સાંભળો કળસ જનમોછવનો ઇહાં; છપ્પન કુમરી દિશિવિદિશ આવે તીહાં; માય સુત નમીય આણંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત વાયુથી કચરો હરે. ૧ વૃષ્ટી ગંધોદિકે અષ્ટકુંમરી કરે, અષ્ટ જળ કળસા ભરી અષ્ટ દરપણ ધરે; અષ્ટ ચામર ધરે અષ્ટ પંખા લહી ચ્યાર રક્ષા કરી, ચ્યાર દીપક ગ્રહી. ૨ ઘર કરી કેળનાં માય સુત લાવતી, કરણ સુચિકર્મ જળ કળશે ન્હવરાવતી; કુસુમ પુજી અલંકાર પેહેરાવતી, રાખડી

બાંધી જેંસયન પધરાવતી. ૩ નમિય કહે માય તુજ બાળ લીલાવતી, મેરૂ રવિ ચંદ્ર લગે જીવજ્યો જગપતી; સ્વામી ગુણ ગાવતી નિજ ઘર જાવતી, તિણે સમે ઈંદ્ર સિંહાસન કંપતી ૪ ઢાળ એકવીસાની દેશી. જિન જન્માજી જાણી વેળા જનની ઘરે, તિણિ વેળાજી ઈંદ્ર સિંહાસન થરહરે; દાહિણોત્તરજી જેતા જિન જનમેજદા, દીશી નાયકજી શોહમ ઇશાન બીહુતદા, ૧ ત્રુટકઃ તદાચીંતે ઈંદ્ર મનમાં, કૌન અવસર એ બન્યો; જીન જનમ અવધી નાણે જાણી હરખ આણંદ ઉપન્યો, શુઘોષા આદે ઘંટ નાદે ઘોષણા સુરમેં કરે; સવી દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો મળી સુર ગીરીવરે. ૨ ઇમ સાંભળીજી સુરવર કોડી આવી મીલે, જન મહોત્સવજી કરવા મેરૂ ઉપર ચલે; શોહમ પતિજી બહુ પરીવારે આવીયા, માય જિનનેજી વાંદી પ્રભુને વધાવિયા. ૩ ત્રુટકઃ વધાવી બોલે હે રતન કુખ ધરણી, તુજ સુત તણો હું સક્ર સોહમ નામે કરરયુ; જનમ ઓછવ અતી ઘણો, ઇમ કહી જિન પ્રતિબીંબ થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી. દેવ દેવી નાચે હરખે સાચે સુર ગિરી આવ્યા વહી. ૪ મેરૂ ઉપરજી પાંડુક વનમે ચિંહુ દીશે, શિલા ઉપરજી સિંહાસન મન ઉલશે; તિહાં બેશીજી સકે જિન ખોળે ધર્યા, હરિ ત્રેસઠજી બિજા

તિહાં આવી મિલ્યા. ૫ ત્રુટક મિલ્યા ચોસટ સુરપતિ તિહાં, કરે કળસ અડ જાતીના; માગધાદિ જળ તિરથ ઓખધી, ધુપ વળી બહુ ભાતિના અચ્યુત પતિએ હુકમ કિનો. સાંભળો દેવા સવે, ખીર જળધી ગંગાનિર લાવો, ઝટત જિનમહોત્સવે. ૬ ઢાળ: વિવાહલાની દેશી. સુર સાંભળીને સંચરીયા, માગધ વર દામે ચલિઆ; પદમ દ્રહ ગંગા આવે, નિરમળ જળ કળસ ભરાવે. ૧ તીરથ ફળ ઓખધી લેતા, વળિ ખીર સમુદ્રે જાતા; જળ કળસા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે. ૨ સિંહાસન ચામર ધારી, ધુપ ધાણા રકેબી સારી; સિદ્ધાંતે ભાખ્યા જેહ, ઉપગરણ મિલાવે તેહ. ૩ તે દેવા સુર ગીરી આવે, પ્રભુ દેખી આણંદ પાવે; કળસાદિક સહુ તિહાં ઠાવે, ભગતિ પ્રભુના ગુણ ગાવે. ૪ ઢાળ. રાગ ધન્યાસિરી: આતિમ ભક્તિ મળ્યા કેઈ દેવા, કેત્તા મિત્તનું જાઈ; નારી પ્રેરયા વળી નીજ કુળવટ, ધર્મી ધર્મ સખાઈ જોઇ સવંતર ભુવન પતીના, વૈમાનીક સુર આવે; અચ્યુત પતી હુકમે ધરી કળસા, અરીહાને નવરાવે ૧ અડજાતી કળસા પ્રત્યેકે, અઠ અઠ સહસ પ્રમાણો; ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો; સાઠ લાખ ઉપર એક કોડી, કળસાના અધીકાર; બાસઠ ઇંદ્ર તણા તીહાં બાસઠ, લોક

પાળના ચાર. ૨ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવી સેણી નર લોકો, ગુરૂ સ્થાનક સુર ફેરો એકજ, સામાનીકનો એક, સોહમ પતી ઇશાન પતીની, ઈંદ્રાણીના શોલ; અસુરની દસ ઈંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ૩ જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ, પરખદા. ત્રણનો એક; કટક પતી અંગ રક્ષક ફેરો, એક એક સુવીવેકે; પરચુરાણ સુરનો એક છેહલો, એ અઢીશેં અભીશેકો; ઇશાન ઇંદ્ર કહે મુજ આપો, પ્રભુને ખીણ અતીરેકો ૪ તવ તસ ખોળે ઠવી અરીહાને, સોહમ પતી મનરંગે; વૃખભ રૂપ કરી શ્રંગ જળે ભરી, નવણ કરે પ્રભુ અંગે; પુષ્પાદીક પુજીને છાંટે કરી કેસર રંગ રોળે; મંગળદીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે. ૫ ભેરી ભુગળ તાળ બજાવત વળીયા જીનકરધારી; જનની ઘર માતાને સુંપી, ઇણીપરે વચન ઉચારી; પુત્ર તમારો સ્વામી અમારો, અમે સેવક સાધાર, પંચધાવી રંભાદીક થાપી, પ્રભુ ખેલાવણ હાર. ૬ બત્રીસ ક્રોડી કનકમણી માણેક, વસ્ત્રની વૃષ્ટી કરાવે; પુરણ હરખ કરવા કારણ, દ્વીપનંદીસર જાવે, કરીય અઠાઇ ઓછવ દેવા; નીજનીજ કલ્પ સધાવે, દીક્ષા કેવળ ને અભીલાખે, નીત નીતં જીન ગુણ ગાવે

૭ તપ ગછઇસર સિંહસુરીસર, કેરા શીષ્ય વડેરા; સત્ય-વિજય પન્યાસ તણે પદ, કપુર વીને ગંભિરા; ખેમાવીજય તસ સુજસ વાજયના; શ્રી સુભ વીજય સવાયા, પંડીત વીરવીજય તસ શીશે; જીન જનમોછવ ગાયા. ૮ ઉતકષ્ટા એકસોનેશીતેરહ; સંપ્રતી વીચરે વીસ; અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ, સાધારણ એ કળસ જે ગાવે; શ્રી સુભ વીર સવાઇ, મંગળ લીલા સુખભર પાવે; ઘરઘર હર્ષ વધાઇ ૯ ઈતી શ્રી સનાત્ર સંપુર્ણ.

---

## આરતી.

પેહેલી આરતી પ્રથમ જીણંદા, શેત્રુંજા મંડણ રીખવ જીણંદા. ૧ દુસરી આરતી મરૂદેવા નંદા, જુગલા ધ-ર્મની વાર ન ખંડા; ત્રીસરી આરતી ત્રીભોવન મોહીયે, રત્ન સીંઘાસન મારા પ્રભુજીને સોહીએ. ૨ ચોથી આરતી નીત નવી પુજા. દેવ નિરંજન અવર ન દુજા; પંચમી આરતી પ્રભુજીકે સોહીએ, પ્રભુજીકે ગુણ સેવક ગાવે. ૩ આરતી કીજે પ્રભુ સાંત્તી જીણંદકી, હરણ લંછનકી મેં જાઉ બલિહારી; વિસ્વસેન અચરાજીકો નંદા, સાંતી-નાથ મુખ પુનમ ચંદા. ૪ આરતી કીજે પ્રભુ નેમજી-ણંદકી, સંખ લંછનકી મેં જાઉ બલિહારી; સમુદ્રવીજે

સિવાદેવિકો નંદા, નેમનાથ મુખ પુનમ ચંદા. ૫ આરતી કીજે પ્રભુ પાસ જીણંદકી, મણીધર લંછન જાઉ બલિહારી; અશ્વસેન વામાજીકો નંદા, પારશ્વનાથ મુખ પુનમ ચંદા. ૬ આરતી કીજે પ્રભુ વીર જીણંદકી, સિંહ લંછનકી મેં જાઉ બલિહારી; સીધારથ રાજા ત્રીસલા દેવિકો નંદા, વીર જીણંદ મુખ પુનમ ચંદા. ૭ આરતી કીજે પ્રભુ ચોવીસ જીણંદકી, ચોવીસ જીણંદકી મેં જાઉ બલિહારી. ૮

---

## મંગળદીવો.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઊતારોને બહુ ચિરંજીવો. શોહામણો ઘેર પરવ દીવાળી, અમર ખેલે અબળા નારી; દીપાળ ભણે એને કુળે અજુઆળી, ભાવેભકતે વદન નિહાળી, દીપાળ ભણેજેણે એ કળીકાળે, આરતીઉતારી રાજાકુવારપાળે; તમ ઘર મંકળીક અમ ઘર મંગળીક, મંગળીકચતુરવીધ સંઘને હોજો, દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારોને બહુ ચિરંજીવો.



## ચોવીસ તિર્થંકરોનાં નામ તથા માતા પીતાનાં નામ

## વિગેરેનો કોઠો.

| નંબર. | તિર્થંકરનાં નામ. | માતાનાં નામ. | પીતાનાં નામ. | લંછન. | જન્મભુમી. |
|---|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ. | મરૂદેવામાતા. | નાભિરાજા. | રૂષભ. | વિનીતા. |
| ૨ | અજીતનાથ. | વીજયામાતા. | જીતશત્રુરાજા. | હાથી. | અયોધ્યા. |
| ૩ | સંભવનાથ. | સેનામાતા. | જીતારીરાજા. | ઘોડો. | સાવછી. |
| ૪ | અભિનંદન. | સિદ્ધાર્થામાતા. | સંબરરાજા. | વાંદરો. | વિનીતા. |
| ૫ | સુમતીનાથ. | મંગલામાતા. | મેઘરાજા. | ક્રૌંચપક્ષી. | કોશલા. |
| ૬ | પદમપ્રભુ. | સુશિલામાતા. | ધરરાજા. | રાતુકમલ. | કોશંબી. |
| ૭ | સુપારશ્વનાથ. | પ્રથ્વીમાતા. | પ્રતીષ્ટરાજા. | સાથીઓ. | વણારસી. |
| ૮ | ચંદ્રપ્રભુ. | લક્ષમણામાતા. | મહાસેનરાજા. | ચંદ્રમા. | ચંદ્રપુરી |
| ૯ | સુવિધિનાથ. | રાંમામાતા. | સુગ્રીવરાજા. | મછમધર. | કાકંદી |
| ૧૦ | શિતળનાથ. | નંદામાતા. | દ્રડરથરાજા. | શીવછ. | ભદિલપુર. |

| ૧૧ | શ્રેયાંસનાથ. | વિષ્નુમાતા. | વિષ્નુરાજા. | ખડગી. | સિંહપુર. |
|---|---|---|---|---|---|
| ૧૨ | વાસુપુન્ય. | જયામાતા. | વસુપુજ્યરાજા. | પાડો. | ચંપાપુરી. |
| ૧૩ | વીમળનાથ. | સ્યામામાતા. | સુતવર્મેરાજા. | સુઅર. | કંપીલપુર. |
| ૧૪ | અનંતનાથ. | સુયસામાતા. | સિંહસેનરાજા. | સેચાંણો. | અયોધ્યા. |
| ૧૫ | ધરમનાથ. | સુવ્રતામાતા | ભાનુંરાજા. | વજર. | રત્નપુરી. |
| ૧૬ | સાંતિનાથ. | અચિરામાતા. | વીષ્વસેન. | હરણ. | અથીનાઉર. |
| ૧૭ | કુંથુનાથ. | શ્રીમાતા. | સુરરાજા. | બોકડો. | ગજપુરિ. |
| ૧૮ | અરનાથ. | દેવીમાતા. | સુદર્શનરાજા. | નંદાવ્રતસાથીયો. | નાગપુરિ. |
| ૧૯ | મલ્લીનાથ. | પ્રભાવતીમાતા. | કુંભરાજા. | કળસ. | મિથિલા. |
| ૨૦ | મુનીસુવ્રત. | પૃથ્વામાતા. | સુમિત્રરાજા. | કાચબો. | રાજગીરી. |
| ૨૧ | નમીંનાથ. | વિપ્રામાતા. | વીજયરાજા. | નીલકમલ. | મહીલા. |
| ૨૨ | નેમનાથ. | સીવાદેવીમાતા | સમુદ્રવીજય. | સંખ. | સોરિપુર. |
| ૨૩ | પારશ્વનાથ. | વીમામાતા. | અશ્વસેન. | સર્પ. | વનારસી. |
| ૨૪ | મહાવીર. | ત્રિસલામાતા. | સિદ્ધાર્થરાજા. | સિંહ | ખત્રિકુંડ. |

# જાહેર ખબર.

સરવે જૈનધર્મી ભાઈઓને વિનંતી કરવામાં આવે છે કે આ પુસ્તક અમદાવાદ વાળાને તથા. દેશાવરના લોકોને રાખવાની આએશ હોય તેમણે અમદાવાદમાં ધીને કાંટે ફીકાભટની પોળમાં શા. દીપચંદ દેવચંદના પાસે મળશે. પણ દેશાવરના ગ્રાહકને ટપાલ ખર્ચનો એક આનો જાસ્તી મોકલવો.

**શા. કચરાભાઈ ગલાબચંદ.**